આ પુસ્તક અમદા... તાં નીચેના ઠેકાણેથી મળશે

૧. ધર્મવિજય પ્રીંટીંગ પ્રેસ

પ૪૩ રીચીરોડ.

૨ વસંત પ્રીંટીંગ પ્રેસ

ઘીકાંટાની પોળ પાસે, રાયપુર.

૩ ત્રણ દરવાજા પાસે દુકાન નં. પ૪

૪ શ્રી કડવા પાટીદાર હિતવર્ધક ...

બોરડીંગ

વસંતાવાસ, કોચરબરોડ.

# કડવા પાટીદારનાં લગ્નનું સાહિત્ય

યાને

# મૂર્ખાઓનું [illegible].

( પટેલ પોથી [illegible] )

---

સંગ્રહ કરનાર [illegible] પ્રકાશક

[illegible] વસંતદાસ.

ઓ. [illegible]ન્ડન્ટ. શ્રી કડવા પાટીદાર

[illegible]ર્થીક મહામંડળ બોરડીંગ.

[illegible]વાસ કોચરબ રોડ--અમદાવાદ.

---

મુદ્રક ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા.

વસંત પ્રીન્ટીંગ પ્રેસ

આમળાની પોળ પાસે રાયપુર.

અમદાવાદ.

સંવત ૧૯૭૯ સન ૧૯૨૩

---

મુલ્ય. રૂ. ૦-૪-૦

ટપાલ ખર્ચ રૂ. ૦-૨-૦

# સંગ્રહ કરનારના બે બોલ.

આ સંગ્રહના અંતે વિનતી કરી છે તે પ્રમાણે જ્ઞાતિના આગળ પડતા સજ્જનોને આ સંગ્રહ મોકલી આપવામાં આવ્યો હતો.

૧ રા. અમરતલાલ હરજીવનદાસ M. B. B. S. મુંબાઇ
૧૫–૬–૨૧ ટપાલમાં
૨ ,, માણેકલાલ કેશવલાલ શાહપુર અમદાવાદ ,, હાથોહાથ
૩ ,, પરસોતમ છગનલાલ ચાંદખેડા ,, ,,
૪ ,, કરસનદાસ જેસંગભાઇ દેસાઇ સબજડજ અમદાવાદ
૨૨–૬–૨૧ ,,
૫ ,, કાળીદાસ હરજીવનદાસ દેસાઇ વીરમગામ ૨૩–૬–૨૧ ટપાલમાં
૬ ,, શેઠ ચંદુલાલ માધવલાલ અમદાવાદ ,, હાથોહાથ
૭ ,, પટેલ માણેકલાલ ચીમનલાલ ,, ,, ,,
૮ ,, ભોગીલાલ છગુલાલ શેઠ ,, ,, ,,
૯ ,, નંદુલાલ મંછારામ શેરદલાલ ,, ,, ,,
૧૦ ,, પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ ,, ,,
અમદાવાદ
૧૧ ,, ડા. પીતાંબરદાસ કુબેરદાસ ,, ,, ,,
૧૨ ,, શેઠ દુરગાપ્રસાદ શંભુપ્રસાદ ,, ,, ,,
૧૩ દરબારશ્રી લાલસીંહજી રાયસીંહજી વીરમગામ ,, ટપાલમાં
૧૪ રા. મુળજીભાઈ જેઠાભાઇ બી. એ. એલ. એલ. બી.
ભાવનગર
૧૫ ,, કેશવલાલ માધવલાલ વીરમગામ ,, ,,
૧૬ ,, શેઠ ગોરધનદાસ મોહનલાલ ,, ,, ,,

૧૭ રા. મોહનલાલ ત્રીભોવનદાસ વલસાડ ૨૩–૬–૨૧ ટપાલમાં
૧૮ „ સાંકળચંદ લલ્લુભાઇ ભાઉની પોળ અમદાવાદ
૨૪–૬–૨૧ હાથોહાથ
૧૯ „ ગંગારામ જેઠીદાસ વાડીગામ „ „
૨૦ „ મગનલાલ ગોવીંદલાલ મીકેનીકલ એન્જીનીયર „ „
૨૧ „ શંભુપ્રસાદ ભગવાનદાસ જાદા ભગતની પોળ
૨૫–૬–૨૧ „
૨૨ „ કાળીદાસ બોઘાભાઇ „ „
૨૩ „ આત્મારામ મનસુખરામ નરોડા „ ટપાલમાં
૨૪ „ પરભુદાસ ભાવસંગ વિસનગર „ „
૨૫ „ પરસોતમ લલુભાઈ બાવળા „ „
૨૬ „ પરિ. ઇશ્વરદાસ જેસંગભાઈ વીરમગામ „ „
૨૭ „ પરિ ચુનીલાલ પરસોતમદાસ „ „ „
૨૮ „ મહીદાસ પ્રેમજી સાંટાકુંઝ થાણા „ „
૨૯ „ મગનલાલ લલુભાઇ સાંટાકુંઝ થાણા ૨૬–૬–૨૧ „
૩૦ „ લલુભાઇ લખમીચંદ ઉંઝા „ „
૩૧ „ સામળદાસ બાજીદાસ „ „ „
૩૨ „ તળજાભાઇ નાથાભાઈ પાદરા „ „
૩૩ „ રણછોડદાસ શીભાઇ શેરથા ( ઉ. ગુ. ) „ „
૩૪ „ ગંગારામ નરસીદાસ મહેસાણા „ „
૩૫ „ ચતુરભાઈ હીરદાસ ચાણસમા „ „
૩૬ „ મગનલાલ હાંસજીભાઇ મી. ઇજનેર અમદા „ „
૩૭ „ ગોકળદાસ હાંસજીભાઇ „ „ „ „
૩૮ „ અમરતલાલ હાઉસા બીલાસપુર „ „

૩૯ રા. પોપટલાલ શીવલાલ બી. એ. એલ. એલ. બી.
ધ્રાંગધ્રા ૨૮–૬–૨૧ ટપાલમાં
૪૦ ,, ચેલાભાઇ ઉમેદભાઇ જાખાના ચાણસમા ,, ,,
૪૧ ,, જમનાદાસ વ્રજલાલ સાણંદ ,, ,,
૪૨ ,, ખુશાલદાસ વેલજી ગાંમટ ,, ,,
૪૩ ,, પીતાંબરદાસ અણુદા ચરાડવા ,, ,,
૪૪ ,, છગનલાલ હરજીવનદાસ બાવળા ,, ,,
૪૫ ,, મોહનલાલ બાપુજી દેત્રોજ ,, ,,
૪૬ ,, જીજીભાઇ કુબેરદાસ ચુંવાળ ડાંગરવા ,, ,,
૪૭ ,, ધનજીભાઇ મોતીભાઈ લાડોલ ,, ,,
૪૮ ,, દુલભદાસ ધનજીભાઇ માંડલે ,, ,,
૪૯ ,, ભૂલાભાઇ નરોતમદાસ કનીજ ,, ,,
૫૦ ,, હરીલાલ રણછોડદાસ સ્કુલ ઈન્સ્પેક્ટર અમદા
,, હાથોહાથ
૫૨ ,, ચુનીલાલ બાજીદાસ ,, માસ્તર દાલોદ
,, ટપાલમાં
૫૨ ,, રામચંદ્ર વ્યાસ કસરાબાદ માળવા ૯–૭–૨૧ ,,
૫૩ ,, છબીલદાસ છોટાલાલ આ. માસ્તર રાષ્ટ્રીયશાળા
વીરમગામ ,, ,,
૫૪ ,, લલુભાઇ સોમનાથ વીરમગામ ,, ,,
૫૫ ,, નગીનદાસ વ્રજલાલ અમદાવાદ ૧૫–૭–૨૧ હાથોહાથ
૫૬ ,, દ્વારકાદાસ છકડસી ,, ,, ,,
૫૭ ,, કેશવલાલ હીરાચંદ વીરમગામ ,, ટપાલમાં
૫૮ ,, કેશવલાલ રામચંદ્ર અમદાવાદ ,, હાથોહાથ

૫૯ રા. જીવણલાલ અમરતલાલ અદોવઇયા ૧૫-૭-૨૧ હાથોહાથ
૬૦ ,, ધનજીદાસ જેકણદાસ આદરજ મેરડા ,, ટપાલમાં
૬૧ રા. બેચરભાઇ રાયજીભાઇ ગણપતપુરા ,, ,,
૬૨ ,, પરસોતમદાસ હરગોવીંદદાસ વડોદરા ,, ,,
૬૩ ,, છગનલાલ પીતાંબરદાસ (સરઢવ) અમદાવાદ ,, હાથોહાથ
૬૪ ,, આશારામ ઇચ્છાભાઇ સાણંદ ,, ટપાલમાં
૬૫ ,, ઇશ્વરભાઇ જોઇતનદાસ સરઢવ ,, ,,
૬૬ ,, ઇશ્વરભાઇ મહાદેવભાઇ નરોડા ,, ,,
૬૭ ,, મનસુખરામ પ્રેમજી અસારવા અમદાવાદ ગોઝારીઆની પોળ
૬૮ ,, દેસાઇ લાલભાઇ ગોપાળભાઇ વીરમગામ ,, ટપાલમાં
૬૯ ,, હરજીવન ભગવાનદાસ મુંબાઇ ,, ,,
૭૦ ,, રતીલાલ હરજીવનદાસ ,, ,, ,,
૭૧ ,, જોઇતાભાઈ ભાવજીભાઇ કડોલી ૩૦-૭-૨૧ ,,
૭૨ ,, જીવરાજ હંસરાજ ભાવનગર ,, ,,
૭૩ ,, મંગુભાઈ સામળદાસ અમદાવાદ ,, હાથોહાથ
૭૪ ,, ભીમજી રૂડા મોટી મારડ ,, ટપાલમાં
૭૫ ,, કે. બી. પટેલ કરાંચી કાંપ ,, ,,
૭૬ ,, મદનજી ગોપાળજી અછારણ સુરત ,, ,,
૭૭ ,, જમનાદાસ રણછોડદાસ અસારવા ,, ,,
૭૮ ,, મીત્રમંડળ લાયબ્રેરી લાડોલ ,, ,,
૭૯ ,, ગોકુળદાસ કાનજી ઉપલેટા ,, ,,
૮૦ ,, મહીપતભાઇ પ્રહલાદભાઇ સરખેજ ,, ,,
૮૧ ,, પરસોતમ દલસુખરામ રણછોડદાસ અમદાવાદ ,, હાથોહાથ

| | | | |
|---|---|---|---|
| ૮૨ | ,, નારણલાલ છગનલાલ | ૩૦-૭-૨૧ | હાથોહાથ |
| ૮૩ | ,, છીતર બેચરજી મુકાતી કસરાબાદ | ૬-૮-૧૫ | ટપાલમાં |
| ૮૪ | ,, હીરાલાલ દેવાજી રૂસાત મુ. કુવા | ,, | ,, |
| ૮૫ | ,, સખારામ શંભુરામ ગોર સુંદરેલ ધાર | ,, | ,, |
| ૮૬ | ,, ભક્તીરામ પટેલ જાવદ મંદસોર | ,, | ,, |
| ૮૭ | ,, ઓંકાર હીરાજી દાવડા કસરાબાદ | ,, | ,, |
| ૮૮ | ,, ભીલાજીભાઈ ઝાઝુડીયા સુંદરેલ ધાર | ,, | ,, |
| ૮૯ | ,, એકનાથ શામલાલ કડવે ચેવલા નાસીક | ,, | ,, |

મી. મંગુભાઇ સામળદાસે કેટલીક પત્રીકાઓ આપી હતી જે આ સંગ્રહમાં આપવામાં આવી નથી તેથી દીલગીર છું.

મી. અમરતલાલ હરજીવનદાસનો પત્ર નિચે પ્રમાણે હતો:—

તા. ૨૮-૬-૨૧ ભરૂચથી

તમારો લગ્ન સાહિત્યનો સંગ્રહ મળ્યો. તે ઘણોજ ઉપયોગી થઇ પડશે. તેમાં લાંબી પ્રસ્તાવના અને અંતિમ પ્રાર્થના રૂપે લેખ લખવાની જરૂર છે. તે થયા પછી તે એક સંપૂર્ણ ઉપયોગી પુસ્તક થઈ પડશે. આપને આ બધી પત્રિકાઓ સંઘરી રાખવાનું સુઝયુ તે અજાયબી ભરેલું છે. × × ×

મી. છબીલદાસ છોટાલાલભાઇએ વિરમગામથી સંગ્રહનો સ્વીકાર કરી અભિપ્રાય લખવા કહ્યું હતું. પણ અભિપ્રાય મળ્યો નથી.

આ સંગ્રહ મોકલ્યે બે વર્ષ જેટલો વખત વીતી ગયો છે. પણ ઉપર જણાવ્યા સિવાય અન્ય કોઇ તરફથી કાંઇપણ જાણવામાં આવ્યું નથી. હવે તેને જાહેરમાં મુકવાનું યોગ્ય ધાર્યું છે.

આ સઘળી પત્રિકાઓ ઘણાખરાના વાંચવામાં આવી હશે, પણ તે ફરી વાંચવા મારી વિનંતીને કેટલાએ માન આપ્યું તે હું જાણી શકયો નથી.

અન્ય પત્રિકાઓ મી. મંગુભાઇ સીવાય બીજા કોઇએ મોકલી નથી અગર આપી નથી.

મારી વીનતીપત્રના પાંચમા પેરેગ્રાફમાં સ્વજ્ઞાતિને પૂછેલા સ્વાલો હવે હું દરેક વાંચકને પુછું છું. કોઇ વાંચક સજ્જન જવાબ આપશે તો તેનો હું આભાર માનીશ.

આ સંગ્રહ આદ્યંત વાંચનારને ખુલ્લુ જણાશે કે આમાં પહેલા સામળદાસ બાજીદાસ ગામ ઉંજાના મુખ્ય વ્યક્તિ છે. તે ઊંજાના પોલીસ પટેલ હોઇ કડવા પાટીદારનાં લગનમાં મુખ્ય ભાગ ભજવે એ સ્વાભાવિક છે. તેમના પિતા પા. બાજીદાસ શોભણદાસ સારા પ્રતિષ્ઠિત પુરૂષ હતા. આ લખનારે તેમને જોયા હતા અને તેમની મેમાનગીરી ચાખી હતી. પા. બાજીદાસે જે કમાઇ–સંપત્તિની અને આબરૂની–કરી હતી તે તેમના ચીરણજીવીએ ગુમાવી છે, વધારી તો નથી જ, અને સાચવી પણ રાખી નથી, એ સ્પષ્ટ જ છે.

પા. સામળદાસ બાજીદાસ (સન ૧૯૧૦ સંવત ૧૯૬૬ ના વિવાહમાં) પટેલવાળાની તરફેણમાં હતો અને લશ્કરીની વિરૂદ્ધમાં હતો તે તેના તા. ૨૮–૧–૧૦ તથા તા. ૭–૨–૧૦ ની જાહેર નોટીસોપરથી જણાય છે (જુઓ સંગ્રહનુ પાનુ ૬ અને ૧૩) તેજ પટેલ સામળદાસ પછીના (સન ૧૯૨૦ સંવત ૧૯૭૬ ના) વિવાહમાં ફરી ગયો અને લશ્કરીની તરફેણમાં અને પટેલવાળાની વિરૂ-

કર્યો થયો. ( જુઓ તેની જાહેર ખબર પાનું ૧૩૮ તથા તેનો " ઉમીયા માતાજીમાંથી નીકળેલાં ખરાં લગ્નને ખરો ખુલાસો " પાને ૧૫૦ ) સન ૧૮૯૦ સંવત ૧૯૪૬ ના તથા સન ૧૯૦૧ સંવત ૧૯૫૭ ના વિવાહમાં તે લશ્કરીના પક્ષમાં હતો એવું ખાસ યાદ છે.

સ્વ. રાવબહાદુર બેચરદાસ લશ્કરીને કણબી જ્ઞાતિનું હિત (?) હયડે હતું તેથી સન ૧૮૭૮ નો આઠમો આક્ટ ( રજપુત વીગેરે જાતિને માટે કન્યાઓના રક્ષણનો કાયદો ) અમદાવાદ અને ખેડા જીલ્લાના લેઉવા, કડવા કણબીને, કાઉન્સીલમાં રહીને, લાગુ કરાવ્યો, જન્મ અને મરણ નોંધવાની ફી ચાર આના અને વિવાહ અને લગ્ન નોંધવાની ફી ૨-૦-૦ સરકાર મારફતે લેવરાવી કણબીઓને ત્રાસ પોકરાવી. ઊંઝામાં ઉમીયા માતાજીના મંદીરની વ્યવસ્થા પોતાના હાથમાં લીધી. ત્યારથી કડવાનાં લગ્ન કહાડવાની ક્રીયામાં ભાગ લેવા માંડયો. ત્યારે એટલે સન ૧૮૮૦ સંવત ૧૯૩૬ ના વિવાહમાં ફક્ત સામળદાસ પટેલ લશ્કરી પક્ષમાં હતો. સંવત ૧૯૪૬ ના વિવાહમાં બહેચરદાસ લશ્કરી અને તેમના ચી. શંભુપ્રસાદ આ દુનીયામાં નહીં હોવાથી અને નાના લશ્કરી શેઠ દુર્ગાપ્રસાદ સગીર હોઈ લશ્કરીની મીલક્ત સરકારી વ્યવસ્થામાં હોવાથી સામળદાસની લશ્કરી કુટુંબમાં સારી મહેમાનગીરી નહીં થવાથી લશ્કરીની કટ્ટી કરી પટેલ પક્ષમાં ભળ્યો હોય તે સંભવીત છે. જ્યારે શેઠ દુરગાપ્રસાદ ગાદીનશીન થયા ત્યારે પાછો તેના પક્ષમાં આવ્યો હોય તે પણ સમજાય તેવું છે.

૧૮૭૮ નો ૮ મો આક્ટ, વર્તમાનપત્રોમાં પુષ્કળ ચર્ચા થવાથી સન ૧૮૮૧-૮૨ માં કણબી ઉપરથી સરકારે લેઈ લીધો. પણ બેચ-

રહાસને તેથી કણબીઓનું ઘણું જ અહિત થતું જણાયું. એટલે પોતાની વગથી તે આકટને અનુસરીને ઠરાવ કરાવ્યા. આ વખતે જન્મ–મરણ–વિવાહ–લગનની નોંધણીની ફી કહાડી નંખાવી હતી. શંભુપ્રસાદના સ્વર્ગવાસ પછી આ ઠરાવોનો અમલ બીલકુલ થતો જ નથી. ( જુઓ પા. ૧૨૦–૧૨૧ ) રા. દુરગાપ્રસાદે એ ઉપર લક્ષ્ય આપ્યું જણાતું નથી. કદાચ કાઉન્સીલર થવાની વાટ જોતા હશે ! !

પા. સામળબાજી કેવો ભાન વગરનો છે તે એની જાહેર નોટીસો ઉપરથી જ સાફ જોઇ શકાય છે. એને માટે સાક્ષી પુરવાની જરૂર જ નથી. આ નાટકના પાત્રોમાં આવી જ વ્યક્તિઓ હોવાથી આ પુસ્તકને “ મુરખાઓનું પ્રદર્શન ” નામ આપવાનું યોગ ધરાયું છે.

પટેલ પ્રાણજીવન ડાહ્યાભાઈ પોતાની તા. ૨–૨–૧૦ ની હસ્ત પત્રિકામાં ( જુઓ પાનું ૭–૮–૯–૧૦ ) કહે છે કે લશ્કરીવાળા ન્યાનતા શેઠ નથી અને તેમને લગ્ન કહાડવાનો હક નથી. એનો પ્રતિરોધ લશ્કરીવાળાએ કર્યો નથી તેથી તેને અસત્ય માનવાનું કારણ નથી.

એક પટેલ મનસુખરામ પ્રેમજી પોતાને ત્યાં લગનનો બીડો આવવાની જાહેર ખબર ( જુઓ પા. ૧૦ ) આપે છે તે લગ્ન ચૈત્ર વદી ૧૦ નું હતું પણ પોતાના પૌત્રને વઇશાક શુદ ૧ ના લગ્નમાં ( જે સામા પક્ષવાળાએ કહાડેલું તે લગનમાં ) પરણાવ્યો. જેને પોતાના બોલની પણ કીંમત નથી એ અમારી કડવા જ્ઞાતિના અગ્રેસરો ! ! !

એટલું ખરૂં છે કે સ્વ. શેઠ બહેચરદાસ અને શંભુપ્રસાદ હયાત હતા ત્યાં સુધી લગ્ન કહાડવાના પોતાના હક ઉપર થતું આક્રમણ પ્રતિપક્ષીઓ મુંગે મોહોએ સહન કરી રહ્યા હતા. ઉપર કહેલા ઇસમોની ગેરહાજરીમાં પટેલો મરેલા વાઘ ઉપર મીયાં સમશેરખાંની માફક પ્રહાર કરવા મચી પડયા છે. શાબાસ છે પટેલો !!!

સન ૧૯૦૯ ના ડીસેંબરમાં વીરમગામ મુકામે કડવા પાટીદાર શુભેચ્છક સમાજ મળી હતી ત્યારે રા. કેશવલાલ છક્કડસીભાઈની સંમતિથી ઠરાવ કરીને લગ્ન કહાડવા એક કમીટી નિમાઇ હતી. (જુઓ પા. ૨–૩) તે કમીટી સુતી રહી અને કેશવલાલભાઈ એકલાએ જ લગ્ન દીવસ માતાને નામે નક્કી કરી દીધો ( જુઓ પા. ૧૪–૧૫ ) કડવા પાટીદાર માટે રા. કેશવલાલભાઇને આટલી કાળજી છતાં ત્યાર પછીના વિવાહ પ્રસંગે તે ભાઇ કયાં અલોપ થઈ ગયા છે તે કોઇ જાણતુંએ નથી.

લગ્ન કહાડવાવાળા બધા જ ઇસમો જ્ઞાતિના હિત માટે જ આ બધી મહેનત કરી રહ્યા છે એવું પોતાની જાહેરાતોમાં બતાવે છે તેથી અજ્ઞાન ગરીબ ખેડુત ભોળાવાનો સંભવ છે, પણ શીક્ષીતજનોની આંખોમાં ધુળ કયાં સુધી નાંખી શકશે એ તેઓને પોતાને માટે કીર્તિ મેળવવાની હોંસમાં દેખી શકાતું નથી. એ અફસોસકારક છે.

અમદાવાદના આઠીયાઓએ પોતાનો ગોળ-(ન્યાત) જુદો જ બાંધી લીધો છે. પોતાની કન્યાઓને પોતાના ગોળ બહાર કદાપી આપતા નથી. બહારથી-પોતાના ગોળ બહારથી લાવે છે ખરા. તેથી તેમને એક કરતાં વધારે સ્ત્રીઓ કરવાની પુરતી છુટ મળે છે. ગામડાના કણબીઓને છેતરવાને-ભરમાવવાને સારૂં નામાંકીત

સર્જનોના નામે એક "શુભ સૂચના" સન ૧૯૧૦ ના જાનેવારીમાં બહાર પાડી હતી, તેમજ અત્રે ગુજરાતી પંચમાં છપાણી હતી. એમાં સલચાવનારી સરતો કરી હતી (જુઓ પા. ૫) પણ તે સરતોમાંથી એકે હજુ સુધી પળાઇ નથી. એ વખતે સંબંધ થયેલી કેટલીએ ગામડાની કન્યાઓ (સ્ત્રીઓ) પોતાના માબાપને શ્રાપ દેતી જણાય છે. એ શુભ સૂચનામાં સહી કરનારમાંના એકની સાથે ખાનગીમાં વાત થતાં નિખાલસ મને ઉક્ત સરતોની ફરેબી કબુલ કરી હતી.

સુરત જીલ્લામાં ત્યાંના આગેવાનોએ વઇશાક શુદ ૫ નાં લગ્ન કહાડયાં હતાં. (જુઓ પાનું ૮૯)

લગ્ન કહાડવાની આટલી બધી ધાંધળ થયા છતાં, માતાને નામે લગ્ન કહાડી કડવાઓને બીવરાવ્યા છતાં તેજ વર્ષમાં અન્ય તીથીએ એટલે ચૈત્ર શુદી ૧૫ ને દીને એક જાહેર લગ્ન થયું હતું, (જુઓ પા. ૯૧) તેમાં લગ્ન કહાડવાનો પોતાનો હક પ્રતિપાદન કરતા સખસોમાંના ઘણાઓએ હાજરી આપી હતી.

માતાના નામે લગ્ન કહાડવા એ ચોખ્ખો ફરેબ છે એવી પ્રતિજ્ઞા બ્રાહ્મણોએ કરી છે (જુઓ પા. ૧૧૯)

લગ્ન કહાડવાના હકવાળા પણ એક કરતાં વધારે છે. સામળદાસ બાજીદાસ પોતાની એક જાહેરાતમાં પા. માનાદાસ ઝવેરદાસને સામેલ રાખે છે (જુઓ પા. ૭) ત્યારે બીજીમાં (જુઓ પા. ૧૩) પા. ભાઇચંદ કસળદાસને રાખે છે. ત્રીજીમાં લલ્લુભાઇ લખુભાઇને સાથે રાખ્યા (જુઓ. ૧૦૯) યાદ રાખવું કે લલ્લુભાઇ અભણ છે તેથી તેમના ચીરંજીવીએ સહી કરી છે જો પ્રતિજ્ઞા

થોડા પણ ગ્રેજ્યુએટ અને ડબલ ગ્રેજ્યુએટ છે તે જ્ઞાતિને દોરવનારા અભણ-સાવ અભણ-પોતાનું નામ પણ લખી શકે નહીં તેવા અભણ-અફસોસ ! !

નાતના પટેલ તરીકે-પટેલ ચુનીલાલ ચમનલાલ અને પટેલ ભગુભાઇ તરભોવનદાસ ( પા. ૧૧ ) વિવાહની વધાઇ આપે છે, ત્યારે બીજે પ્રસંગે નાતના પટેલ તરીકે પટેલ કાળીદાસ ઓધાભાઇ બહાર પડે છે. ( પા. ૧૪૮ )

રા. કાળીદાસ ઓધા પટેલ અને શેઠ શંભુપ્રસાદની ગોલા લઢાઇ તો જુઓ ! મી. લશ્કરી પોતાની પત્રિકામાં કહે છે ( પાનું ૧૪૨ ) વૈશાખ સુદ ૪ એ આપણાં ( કડવા પાટીદારનાં ) છોકરાંના લગ્ન કરવાં તે બીલકુલ વિરૂદ્ધછે તથા વરકન્યાને અને તેમનાં માબાપોને અતિશય હાનીકારકછે. ત્યારે કાળીદાસ ઓધા પટેલ તે તિથી ઘણી ફળદાયક બતાવેછે. કાળીદાસ ઓધા પટેલ કહેછે કે (પા. ૧૪૫) કીયા શાસ્ત્રીએ લશ્કરીને આ તિથી કાઢી આપી છે તે તે જણાવતા નથી. એવું કહેવા છતાં પણ પોતે કીયા શાસ્ત્રી પાસે લગ્ન તિથી કહડાવી છે તે પોતે પણ જણાવતા નથી. કાળીદાસ ઓધા પટેલને સારા વિદ્વાન પંડીતોના અભિપ્રાય મળ્યા છે તો તે પંડીતોનાં નામ જાહેરમાં મુકતાં શા માટે ડરે છે ?

વરસાદમાં પલળતા અને ટાઢથી ધ્રુજતા વાંદરાને માળામાં બેઠેલી અને પોતાના બચ્ચાંની સાથે આનંદ કરતી-સુગરીએ (પંખીએ) શીખામણ દીધી ત્યારે માળા વિનાની થઇ તેમ બંને પક્ષને શિખામણ દેતાં અને સમાધાન કરાવતાં રા. રા. માણેકલાલ ચીમ-

નલાલ અને રા. રા. ચંદુલાલ માધવલાલની પણ એજ દશા થઇ છે. ( પા. ૧૪૧ )

પા. સામળ બાજી અને લલુ લખુ વીરૂદ્ધ એક પત્રીકા લગભગ ૨૦૦ પાટીદારોની સહીથી વેહેંચાઇ હતી ( પા. ૧૫૬ )

વડોદરા રાજ્યમાં પા. સામળ બાજીની કેટલી ઇજ્જત–આબરૂ છે તે પણ જોવાનું છે. જુઓ પા. ૧૯૩.

" સરકારથી આવો ( મનાઇ ) હુકમ થવાનો સંભવ છે એ ધાસ્તીથી ઉંજાના પટેલ સામળદાસ બાજીભાઇએ ઉતાવળ કરી સદરહુ જાહેરાત આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ થતા પહેલાં લગ્ન કાઢી નાખેલું છે. × × "

હિંદુ જ્ઞાતિઓમાં બાળલગ્ન થાય છે પણ કડવા પાટીદાર જ્ઞાતિમાં તો ઘણીજ નાની ઉમરમાં લગ્ન કરવામાં આવે છે. કડવા પાટીદારને જીંદગીમાં પોતાનું કરતવ્ય જ છોકરાંને જેમ બને તેમ જલદી પરણાવી દેવાનું મનાયું છે. છોકરાને જીંદગીમાં સારો ગૃહસ્થ કરવાનો અને છોકરીને સારી ગૃહીણી કરવાનો વિચાર જ કડવા પાટીદારને નથી જણાતો. છોકરાંને કેળવણી આપવાને કાંઇ પણ ખરચ કરવાનું તેને પાલવતું નથી પણ છોકરાંને પરણાવવામાં દેવું કરીને પણ ખરચ કરવા તે અચકાતો નથી.

દા. પીતાંબરદાસ કુબેરદાસે–કડવા પાટીદાર સુભેચ્છક સમાજના પ્રમુખે–શ્રી શારદા મઠના શ્રી શંકરાચાર્ય મહારાજ પાસે બાળલગ્ન સશાસ્ત્ર છે કે શાસ્ત્ર વિરૂદ્ધ છે તેનો નિર્ણ માગ્યો હતો ( પા. ૧૦૦ ) શ્રી શંકરાચાર્યે નિર્ણય આપ્યો છે તેમાં છોકરાના લગ્ન ૨૫ વર્ષની ઉમર અને છોકરીનાં લગ્ન ૧૬ વર્ષની ઉમર પછી કરવા ફરમાવેલું છે. તેમજ દા. પીતાંબરદાસે એક કરતાં વધારે સમાજોમાં પ્રમુખપદથી તેટલી જ ઉમરે લગ્ન કરવાનાં ભાષણો કરેલાં છે છતાં દા. પીતાંબ-

રદાસે પોતાના બે છોકરાઓને નાની ઉમરમાં પરણાવી દીધા છે. જ્ઞાતિમાં આવા માન પામેલા, અગ્રેસરો ગણાયેલા અને સમાજમાં પ્રમુખપદ સ્વીકારી લાંબા લાંબા હાથ કરી ભાષણો કરે તેઓ જ બાળલગ્ન કરવાની લાલચ રોકી શક્યા નહીં ત્યારે બીચારા અભણ ગામડીયામાંથી બાળલગ્ન બંધ કરી શકાય એવી આશા શી રીતે રાખી શકાય ?

કડવા પાટીદાર જ્ઞાતિમાં તેમની કુળદેવી શ્રી ઉમીયા માતાજીના નામે લગ્ન કહાડવામાં આવે છે. શ્રી શંકરાચાર્ય મહારાજ કહે છે (જુઓ પા. ૧૦૭) કે કુળદેવી કુળનું પાલન કરતા હોવી જોઇયે તેના બદલે કુળનાશક એવાં બાળલગ્નની આજ્ઞા કુળદેવી આપે છે એમ કહેવું—આવો ખોટો આરોપ કુળદેવી ઉપર મુકવો એ મોટુ પાપકૃત્ય છે. છતાં અમારા લશ્કરી શેઠ અને આઠીયાઓ–પટેલવાળાઓ માતા ઉપર ખોટુ આળ મુકી પાપકૃત્ય કરે જાય છે અને એમાં માન સમજે છે એટલું જ નહી પણ જ્ઞાતિનું હિત ચહાય છે એમ સમજાવવાનો ડોળ કરે છે.

મી. દુરગાપ્રસાદ શંભુપ્રસાદ બહેચરદાસ લશ્કરીએ સંવત ૧૯૭૬ ના વઇશાક શુદ ૩, સં. ૧૯૭૯ ના વઇશાક શુદ ૩ તથા સં. ૧૯૮૧ ના વઇશાક ૨ ની લગ્ન તિથીઓ સામટી કહાડી હતી (પા. ૧૩૦) છતાં મી. દુરગાપ્રસાદે પોતાના ૪ વર્ષના પુત્રને સં. ૧૯૭૬ માંજ પરણાવ્યો. સં. ૧૯૮૧ ના વર્ષમાં પરણાવ્યો હોત તો તે વખતે તે છોકરો ૯ વર્ષનો થાત. ત્યાં સુધી લગ્નને ઢીલમાં રાખવાનું શાસ્ત્ર વિરૂદ્ધ લાગ્યું. એ બતાવે છે કે મી. દુરગાપ્રસાદ બાળલગ્નને જ સશાસ્ત્ર માને છે. છતાં લશ્કરી કુટુંબ પોતાને સુધારક માને છે, મનાવે છે તે અજાયબ જેવું છે. આ પ્રમાણે આગળ પડતા સજ્જનો બાળલગ્નને ઉત્તેજન આપે ત્યારે તે બંધ થવાની આશા પણ શી રાખી શકાય ?

વરને કોણ વખાણે ? તેની મા. તે પ્રમાણે પોતાની પ્રસંશા પોતેજ કરીને દુનીયામાં આપ વડાઇ લેવા મથી રહેલા કડવા પાટીદારોને પરમેશ્વર સદ્ બુદ્ધિ આપે એ પ્રાર્થના છે.

આ બધી મૂર્ખાઓનીજ લઢાઇ છે એવું દુનીયામાં પ્રત્યક્ષ દેખાય છે તેથી આવી લઢાઇ હવે પછી બંધ થાય એવું આપણે પ્રચ્છીશું.

માતામાંથી નીકળેલા લગ્ન હવે ફકત સ્વાર્થીઓમાં અને અજ્ઞાનોમાંજ વધાવાય છે સબબ છુટાં લગ્ન ઘણુંજ થાય છે, તો તે કારણથી પણ આવી લઢાઇઓ બંધ થવી જોઇએ.

વસંતાવાસ, કોચરબ રોડ
અમદાવાદ ૨૭-૬-૨૩
સંવત ૧૯૭૯ ના દ્વીતિય
જેઠ સુ ૩ ને મંગળવાર

લી. સેવક.

હીરાલાલ વસંતદાસ.

# કડવા કણબી–પાટીદારનાં લગ્નનું સાહિત્ય.

નં. ૧

સન ૧૯૦૯ના ડીસેંબરની તા. ૨૮, ૨૯ અને ૩૦મીએ વિરમગામ મુકામે શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજનો પહેલો મહોત્સવ થયો હતો તેમાં બાળલગ્ન નિષેધક કાયદા માટે ના. ગાયકવાડ સરકારને અભિનંદન આપવાનો અને કડવાઓનાં મુદતીયાં લગ્ન કહાડવાની બાબતમાં થયેલા ઠરાવ.

એ સમાજના પ્રમુખ દાક્તર પીતાંબરદાસ કુબેરદાસ એલ. એમ. એન્ડ એસ હતા. તથા ઉપપ્રમુખ મી. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ.એ. ગુજરાત કોલેજના ગણીતના પ્રોફેસર હતા.

ઠરાવ ૧૩ મો. આ ઠરાવની દરખાસ્ત મે. પ્રમુખ સાહેબે મુકી.

આ સમાજ ઠરાવ કરે છે કે "બ્રહ્મચર્ય" એ આલોક તથા પરલોકમાં સુખરૂપ હોવાથી નામદાર ગાયકવાડ સરકારે **बाल लग्न प्रतिबंधक निबंध** પાસ કરી પ્રજાનો અભ્યુદય ઇચ્છયો છે તેની સાથે આ સમાજ સંમત થઇ તે નામદારનો ઉપકાર માનવાની સાથે પરમાત્મા પાસે યાચના કરે છે કે તે નામદારને દીર્ઘાયુષ્માન બનાવી પ્રજાહિતનાં આવાં અનેક કાર્યો કરવાની શક્તિ અર્પો. (તાળીઓ) આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.

ઠરાવ ૧૪ મો. મે. પ્રમુખ સાહેબે રજુ કર્યો હતો.

નામદાર ગાયકવાડ સરકારના કાયદાની અડચણ ના આવે અને માતાજીની આમાન્યા ના લોપાય તેને માટે શ્રી ઉમીયામાતાના સ્વસ્થાન કમીટીના પ્રેસીડંટ તથા મેમ્બરોની સાથે મસલત કરી યોગ્ય રસ્તો કહાડવા આ સમાજ નિચે પ્રમાણે કમીટી નીમે છે.

૧ ડાક્ટર પીતાંબરદાસ કુબેરદાસ એલ. એમ. એસ. પ્રમુખ.
૨ પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ. એ. ઉપપ્રમુખ.
૩ કુમારશ્રી લાલસીંહજી રાયસીંહજી દેસાઈ વિરમગામ.
૪ રા. મુળજીભાઇ જેઠાભાઇ બી. એ. એલ. એલ. બી. ભાવનગર.
૫ રા. કેશવલાલ માધવલાલ વકીલ. વિરમગામ.
૬ શેઠ ગોરધનદાસ મોહનલાલ વિરમગામ.
૭ શેઠ ચંદુલાલ અચરતલાલ માહાદેવીઆ. અમદાવાદ.
૮ શેઠ પ્રાણજીવન વ્રજલાલ વિરમગામ.
૯ રા. મગનલાલ ગોવીંદલાલ એન્જીનીયર. અમદાવાદ.
૧૦ રા. પુરૂષોતમ લલ્લુભાઇ તંત્રી "કડવા વિજય." વિરમગામ.
૧૧ શેઠ દ્વારકાદાસ છક્કડશી ચુડગર. અમદાવાદ.
૧૨ શેઠ કેશવલાલ હીરાચંદ. વિરમગામ.
૧૩ દેશાઇ કાળીદાસ હરજીવનદાસ. ,,
૧૪ શેઠ કેશવલાલ રામચંદ્ર કરડીઆ. અમદાવાદ
૧૫ રા. જીવણલાલ અમરતલાલ અઢીવઇઆ. અમદાવાદ.
૧૬ રા. હીરાલાલ વસંતદાસ ચીફ ગુડસ કલાર્ક સાબરમતી.
૧૭ રા. અંબાલાલ રામભાઇ હીંમતપુરા. વિરમગામ.
૧૮ રા. ધનજીદાસ જેકરણદાસ ભગત. આદરજ તા. કડી.
૧૯ રા. જેશીંગભાઇ હરગોવીંદદાસ. વિરમગામ.

૨૦ રા. જીણાભાઇ મગનલાલ દેસાઇ. વિરમગામ.
૨૧ રા. તુલસીદાસ ગોપાળદાસ પટેલ. કાસવા. તા. કડી.
૨૨ રા. બાપુભાઇ ગુલાબચંદ કોન્સીલીએટર. સરઢવ.
૨૩ રા. બેચરભાઇ રાયજીભાઇ ગણપતપુરા.
૨૪ રા. મોહનલાલ ત્રીભોવનદાસ. સુરત. હાલ અમદાવાદ.
૨૫ રા. પુરૂષોતમદાસ હરગોવીંદદાસ. વડોદરા.
૨૬ રા. પુરૂષોતમદાસ ફકીરભાઇ રાંદેર.
૨૭ રા. પુરૂષોતમદાસ લહલુભાઈ. બાવળા.
૨૮ રા. છગનલાલ પીતાંબરદાસ. સરઢવ.
૨૯ રા. આશારામ ઇચ્છાભાઇ. સાણંદ.
૩૦ રા. નાથાભાઈ રામજીભાઈ. વટાદરા.
૩૧ રા. ભાઇલાલ જગજીવનદાસ. વડોદરા.
૩૨ રા. ઇશ્વરદાસ જોઇતનદાસ. સરઢવ.
૩૩ રા. ઇશ્વરભાઇ મહાદેવભાઇ કોન્સીલીએટર. નરોડા.
૩૪ રા. લાલજીભાઇ કલ્યાણજીભાઇ દેસાઇ પાટડી.

તેમણે પાટડી દરબાર સાહેબની સલાહ લેવી. તેમાં અમદાવાદ, વિરમગામ, પાટડી, સુરત, વડોદરા વિગેરે સ્થળોના બીજા પણ સદ્‌ગૃહસ્થોને સામેલ કરવા. આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો.

---

નં. ૨

આ હસ્તપત્રિકા (નાતના બંધુઓને વિનતી) ઉંઝામાં અને આસપાસના ગામોમાં તેમ અમદાવાદ શહેરમાં છુટે હાથે વહેંચાઇ હતી.

## નાતના બંધુઓને વિનંતી.

વડોદરા રાજ્યના મહારાજા શ્રી શાયાજીરાવે બાળલગ્ન થતાં અટકાવવા એક કાયદો કર્યો છે. તેથી આપણા કડવા પાટીદારમાં ચાલતા આવેલા બાર વર્ષે લગ્ન કરવાના ખોટા રીવાજને બાધ આવે છે. લગ્નની તારીખ કાઢવામાં આવે અને લગ્ન કરવામાં આવે તો આપણા લોકો દંડની કે કેદની ભારે સજાને પાત્ર થાય અને વિના કારણ ખરાબ થાય. આમ ન થાય માટે એમણે અમારા ઉપર લગ્નની તારીખ નહિ કાઢવાના મનાઇ હુકમ મોકલ્યા છે અને શ્રી ઉમીયામાતાજીમાં પોલીસ ચોકી બેસાડી દીધી છે. તે એટલા સારૂ કે કોઇ લગ્ન કાઢવાની તજવીજ ન કરે. આ સંબંધમાં અમે ગાયકવાડ સરકાર સાથે વાતચીત ચલાવીએ છીએ. તેનો નીકાલ આવે લગ્નની તારીખ કાઢવાની તજવીજ કરવામાં આવશે. પણ તે દરમીયાન આપણા ભાઇઓને થતા નુકશાન અને હાડમારીની દરકાર કર્યા સિવાય કોઇ સ્વાર્થી માણસો આપમતલબથી લગ્નની તારીખ બહાર પાડે તો તે ખોટી સમજવી અને તેપરથી લગ્ન કરવાં નહિ.

તા. ૨૧-૧૨-૧૯૦૯ લી. સેવક

**પા. કેશવલાલ છકડસી.**

એકટીંગ પ્રેસીડન્ટ,

શ્રી ઉમીઆમાતાજી સ્વસ્થાન કમીટી.

---

નં. ૩

આ હસ્તપત્રિકા ( શુભ સુચના ) અમદાવાદમાં અને એ લોકોને જ્યાંથી કન્યાઓ મળતી હતી તે ગામોમાં છુટે હાથે વહેંચાઇ હતી તથા અમદાવાદમાં પ્રકટ થતા ગુજરાતી પંચના તા. ૧૬ મી જાનેવારી સને ૧૯૧૦ ના અંકમાં પાને ૧૪ મે છપાઇ હતી.

## શુભ સુચના.

૧ કડવાજ્ઞાતીબંધુઓને આથી સુચના કરવામાં આવે છે કે જે ભાઇઓ કડવા કણબીની નાતના છે તેઓએ લગ્ન પ્રસંગમાં જે કન્યાનો બાપ વરના બાપને ચાંલ્લો આપે તે રકમ તથા વરકન્યાને મળેલી બક્ષીસની રકમ વરકન્યાના બાપ કહે અને પસંદ કરે તેને ત્યાં પલ્લા તરીકે જમે કરાવવી.

૨ ચાંલ્લાની રકમ સીવાય વરનાં સગાં વહાલાં જે કોઈ કન્યાના બાપ તથા તેનાં સગાંવહાલાંને ત્યાં આવે તેને કોઇને પણ ફક્ત (૧) એક શ્રીફલ સીવાય આપવું નહી ને વરના બાપ તરફથી નોતરૂ દેવા વીગેરે જે કોઈ આવે તેને પણ એક શ્રીફળ સીવાય બીજું કાંઈ આપવું નહી.

૩ સ્ત્રીની ઉમર ૨૫ વરસની થાય નહી ત્યાંસુધી નાતરૂં કરવું નહી.

૪ જ્યારે કન્યાને સાસરે વળાવવાનો વખત થાય ત્યારે ફક્ત કન્યાના બાપે વરના બાપને રૂ. ૯) પગેપરણા તરીકે આપવા. તે શીવાય કંઇપણ કરીઆવર આપવો લેવો નહી.

આ પ્રમાણે મહેરબાની કરીને અમારી વીનંતી કડવા કણબીની નાતના શેઠીઆ પટેલીઆઓ તથા તમામ ભાઇઓ ધ્યાનમાં લેશોજી.

લી. આપના વિશ્વાસુ સેવકો

| | |
|---|---|
| પટેલ ચુનીલાલ ચમનલાલ | શેઠ ચંદુલાલ માધવલાલ |
| ,, બાગાભાઇ ગગલદાસ | ,, મગનલાલ મણીલાલ |
| ,, હુઉસાભાઈ દામોદર | પા. મોહનલાલ મોતીલાલ |
| ,, દવારકાદાસ છકડસી | ,, નાથાલાલ રામચંદ્ર |
| ,, બળદેવદાસ ગીરધારી | ,, કેશવલાલ રામચંદ્ર |
| ,, છબીલદાસ જેકીશનદાસ | ,, દામોદર અમરતલાલ |

નં. ૪

આ હસ્ત પત્રિકા (જાહેર ખબર) છુટી વેંચાઇ હતી તથા તા. ૩જી ફેબરવારી ૧૯૧૦ના વડોદરામાં પ્રકટ થતા સયાજી વિજય માં છપાઇ હતી.

શ્રી ઉમીઆમાતાજીની જય.

## જાહેર ખબર.

અમો નીચે સહીઓ કરનાર મોજે ઉંઝા તાલુકે સીદ્ધપુર પ્રાંત કડીના મોહલોત તથા રૂસાત પાટીના કૈડવા પાટીદારો આ ઉપરથી સર્વે લોકોને જણાવીએ છીએ કે અમારા મજકુર ગામ ઉંઝામાં આખા હીન્દુસ્થાન દેશના કૈડવા પાટીદાર જ્ઞાતીનાં કુળદેવી શ્રી ઉમીઆ માતાજી છે અને તે શ્રી ઊમીઆ માતાજીની રૂબરૂ એક વખત નવે વરસે અને બીજી વખત અગ્યારે વરસે તમામ પાટીદાર બંન્ધુઓ તરફથી પરમપરાથી ચાલતા આવતા રીવાજ મુજબ લગ્ન કાઢી દેશ-દેશાવર લગ્નપત્રીકાઓ અમો મોકલાવીએ છીએ. ઉપર પ્રમાણે તમામ કૈડવા પાટીદારો તરફથી અમો પરમપરાથી ચાલતા આવેલા રીવાજ ને અનુસરી લગ્ન કાઢી લગ્નપત્રીકાઓ મોકલાવીએ છીએ તેમાં વીઘ્ન નાખવાથી તમામ કૈડવા પાટીદાર જ્ઞાતીની લાગણી દુખાશે તેનો વીચાર કર્યા શીવાય અમારામાંથી કેટલાક ભોળા અને અજ્ઞાન મા-ણસોને આડુ અવળુ સમજાવી અમદાવાદવાલા શેઠ બેચરદાસ અંબા ઇદાસ લશ્કરીવાલા તરફથી પટેલ કેશવલાલ છકડશી અત્રેના શ્રી ઊમીઆ માતાજીના મંદીરની દેખરેખ રાખવા કૈડવા પાટીદાર કોમ તરફથી રાખેલા માણસ ભટ ગણપતરામ લલુભાઇની મદદથી અમા-રા ગામમાં ખટપટ કરી એક દસ્તાવેજરૂપ કાગળ બતાવી સહીઓ

કરાવી હક ઉત્પન્ન કરવા તજવીજ કરે છે તેથી આ જાહેર ખબર થી તમામ માણસોને અમે જણાવીએ છીએ કે શ્રી ઊમીઆજી માતાજીની રજાથી મુકતસર રીવાજ પ્રમાણે લગ્ન કાઢવાનો હક અમારો હયાત પુરૂષોનો તેમજ અમારા ભવીષ્યના વારસોનો છે અને તે હક કડવા પાટીદાર ન્યાતીની સંમતીથી અમો પરંમપરાથી ભોગવીએ છીએ તેથી પાટીદાર કોમની સંમતી સીવાય સદરહુ લગ્નના હક અમારી પાસેથી ઉપર લખેલા માણસો વીગેરે કોઇપણ માણસને કોઇપણ પ્રકારે દસ્તાવેજ લખી લેવાનો અધિકાર નથી તેમજ અમો પૈકી કોઇને સદરહુ હક સબંધી કાંઇપણ પ્રકારે દસ્તાવેજ લખી આપવાનો હક નથી પણ તે હક ભોગવવાનો અધિકાર છે માટે તે સબંધી કોઇ માણસે કાંઇ દસ્તાવેજ અગર બીજો કાંઇ ઉપાય કર્યો હશે અગર કરશે તો તે રદ બાતલ છે એમ સમજવું. તા. ૨૭ જાનેવારી સને ૧૯૧૦.

એમાં પા. સામજીદાસ બાજીદાસ, પા. માનાદાસ ઝવેરદાસ, પા. દાના શંકર અને બીજા ૨૪૧ પટેલોની સહીગો છે.

---

નં. ૫

આ હસ્ત પત્રિકા ( જાહેર ખબર ) છુટી વેંચાઇ હતી.

## જાહેર ખબર.

કડવા પાટીદાર સર્વ ગ્રહસ્થોને ખબર આપવામા આવે છે કે તા૦ ૨૯ મી જાનેવારી સને ૧૯૧૦ ના સાંજ. વર્તમાન પ્રેસમાં પટેલ કેશવલાલ છકડદાસે છપાવેલુ છે તે તદન ખોટું છે તેની હકીકત નીચે પ્રમાણે છે:—

તે કંઇ કડવા કણબીની ન્યાતના શેઠ નથી અને તેમને લગ્ન કાઢવાનો હક નથી. તેમ પટેલ શંભુપ્રસાદ બેહચરદાસ કડવા કણબીની ન્યાતના શેઠ નથી. તેમ તેમને પણ ઊંઝા ગામમાં જે ઉમીઆ માતાજીનું દેરૂં આવેલું છે ત્યાંથી જે લગ્ન અમારી ન્યાતના નીકળે છે તે કાઢવાનો તેમનો પણ કંઈ હક નથી. તે હક ફક્ત અમદાવાદના પટેલો તથા ઊંઝા ગામમાં કડવા કણબીની ન્યાતની બે પાર્ટી છે તેમાં પાર્ટીનું નામ રોહાત છે અને બીજી પાર્ટીનું નામ બોલ્લાત છે. તે બે પાર્ટી તથા અમદાવાદના પટેલો મળીને માતાજીના દહેરામાંથી ચીઠ્ઠી કરાવીને લગ્ન કાઢવાનો હક છે અને પાર્ટીમાંથી જે પાર્ટીને અમદાવાદ આવવાનો વારો હોય તે પાર્ટી અમદાવાદમાં પટેલોને ઘેર આવવાનો હક છે ત્યારપછી વસંત પંચમીને દીવસે લગ્નની તારીખ ખુલ્લી કરવાને સારૂં વરઘોડો ચઢાવવામાં આવે છે તે વરઘોડો કે જ્યાં અસારવા ગામ આવેલું છે. ત્યાં લીનકંઠ માહેદેવનું દેરૂં આવેલું છે. ત્યાં જઇને તોરણ બાંધવામાં આવે છે ત્યાર પછી પટેલોને ચાંલ્લા થાય છે તે પછી લગ્નની કંકોત્રી વંચાય છે. તે પછી વરઘોડો પાછો અમારે ઘેર આવે છે તે લગ્નની કંકોત્રી વધાવી લેવામાં આવે છે. તેવી રીતે અમારે ત્યાં આજ કાલ કરતાં બસો ત્રણસો વરસથી આવે છે અને તેના દાખલા પણ અમારી પાસે છે.

વીશેશમાં જણાવવામાં આવે છે કે હાલમાં નામદાર ગાયકવાડ સરકારે બાળલગ્ન થતાં અટકાવવાને સારૂં માતામાં જે ચોકી પહેરો બેસાડ્યો છે. તે ફક્ત નામદાર ગાયકવાડના રાજ્યને માટે છે. કંઇ બ્રીટીશ રાજ્યને માટે નથી માટે તે લગ્ન હાલમાં ઊંઝા ગામની જે બે પાર્ટી છે. તેમનાથી અમારી સાથે અવાય તેમ નથી તેમ તેમનાથી લગ્ન કાઢી શકાય તેમ નથી. માટે તે લગ્ન હાલમાં કાઢવાનો હક

અમદાવાદના પટેલોનો છે.

વીશેશમાં જણાવવામાં આવે છે કે સંવત ૧૯૨૭ની સાલમાં પટેલ બેહચરદાસ અંબાઇદાસે ન્યાત કરેલી તે વખતે પટેલોની રજા લીધેલી અને પટેલોને ચાંલ્લા કરી રૂ. ૧। તથા શ્રીફળ આપી ન્યાતની રજા લીધેલી તે વખતે પણ પા. બેહચરદાસને પણ ચાંલ્લો કરવામાં આવ્યો નથી. પણ તે પેહલાં પણ કોઇ દીવસ આવેલો નથી. તેમ સંવત ૧૯૪૬ ની સાલમાં પટેલ શંભુપ્રસાદ બેહચરદાસે તેમના પીતાશ્રી ગુજરી ગયેલા તે વખતે પા શંભુપ્રસાદે ન્યાત કરેલી તે વખતે ઉપર લખ્યા પ્રમાણે શંભુપ્રસાદ વર્તેલા તો પણ તેમને પણ ન્યાત તરફથી ચાંલ્લો કરવામાં આવ્યો નથી. તેમ બીજા ગૃહસ્થોએ ન્યાતો કરેલી તે વખતે પણ શંભુપ્રસાદને ચાંલ્લો કરવામાં આવ્યો નથી. તેમ તેમનો કંઇપણ હક નથી. માટે વંસપરંમપરાથી અમારો હક છે. પટેલ બેહચરદાસ અંબાઇદાસે સંવત ૧૯૩૬ ની સાલ પછી જે માતાનાં દેરાં પાછળ ધાબાવાળી પડાળી તથા માનસરોવર કરાવી તેમને સુધારો કરેલો તે બાબતનો ખરચ તથા જે ઉઘરાણું આવેલું તેનો હીસાબ તથા માતાજીની શાશી વ્યવસ્થા કરવી તથા દાગીના સંભાળવા અને કોઇ માણુસ તેમાંથી ખાઇ જાય નહીં તેને વાસ્તે કમીટી કરેલી છે પણ લગ્ન સંબંધી નથી. તેમ તેમને કંઇપણ હક આપવામાં આવ્યો નથી. માટે ઘણા વરસોથી લગ્નની કંકોત્રી અમારે ત્યાં આવે છે ત્યારપછી અમારી તરફથી બહારગામ લગ્નની કંકોત્રીઓ કે જ્યાં કડવા પાટીદારોને ત્યાં જે ગામના આગેવાન હોય તેમને ત્યાં અમારી તરફથી મોકલવામાં આવે છે માટે પટેલ શંભુપ્રસાદ બેહચરદાસ તથા તેમના કોઇપણ માણુસ લગ્નની તારીખ લાવે તે ખોટી સમજવી અને તે લગ્ન કબુલ કરવા નહીં. જ્યારે

અમારી તરફથી લગ્ન ખાસ ઉંઝામાં જઈને કાઢવામાં આવશે. કારણ કે માતાજીનું દેરૂં છે તે સર્વજનીક છે અને તે લગ્ન કાઢવા જવાને સારૂં નામદાર ગાયકવાડ સરકારને અરજી કરવામાં આવશે કે જેથી કંઈ હુલ્લડ થાય નહી તેવો બંદોબસ્ત કરે તેવી રીતની અરજી નામદાર ગાયકવાડ સરકારને કરવી. એજ.

તા. ૨—૨—૧૦. } લી૦ પટેલ પ્રાણજીવન ડાહ્યાભાઈ, સા૦ દા૦ પોતે.

---

નં. ૬

આ હસ્ત પત્રિકા ( જાહેર ખબર ) છુટી વેંચાઈ હતી.

## જાહેર ખબર.

હું નીચે સહી કરનાર પટેલ મનસુખરામ પ્રેમજી આ ઉપરથી સર્વ કડવા પાટીદારભાઈયોને જાહેર કરૂં છું કે તા૦ ૨—૨—૧૯૧૦ ના દિવસે પ્રાણજીવનદાસ ડાહ્યાભાઈ તરફથી લગ્ન બહાર પાડવાના હક્ક સંબંધે જાહેર ખબર બહાર પાડવામાં આવી છે તે તદન ખોટી અને નાપાયાદાર છે કારણકે ઘણા વખતથી મારા વડીલ પટેલ વસ્તાચેહેલજી અને શેઠ બેહેચરદાસ અંબાઈદાસ લસ્કરીને. ત્યાં લગ્નનો બીડો દર લગ્ન પ્રસંગે આવે છે તેવી રીતે યોગ્ય વખતે ગામ ઉંઝા માંહેનાં શ્રી ઉમીયામાતામાંથી લગ્નનો બીડો અમારે ત્યાં આવશે માટે અમારા તરફથી જે લગ્ન જાહેર કરવામાં આવે તેજ ખરાં સમજવાં અને તે શીવાય બીજા કોઈ લોકો તરફથી લગ્ન જાહેર કરવામાં આવે તો તે માનવાં નહીં. તા. ૬—૨—૧૯૧૦

પટેલ મનસુખરામ પ્રેમજી અસારવા સહી દા. પોતે.

શાહપુર ગોઝારીયાની પોળ.

## નં. ૭

આ હસ્ત પત્રિકા ( વિવાહની વધાઇ ) છુટી વેંચાઇ હતી તેમજ ગુજરાતી પંચના તા. ૧૩ મી ફેબરવારી ૧૯૧૦ ના અંકમાં ૨૦ મે પાને છપાઈ હતી.

# વિવાહની વધાઇ.

કડવા પાટીદાર જ્ઞાતિ સમસ્ત ભાઇઓને વિનંતી સાથે ખબર આપીએ છીએ કે મોજે ઉંઝાની મોલ્લોત પાટીના પટેલ સામળદાસ બાજીદાસ તથા રૂસાત પાટીના પટેલ ઉગરદાસ રામચંદદાસની સહીઓનો શ્રી ઉમીઆજી માતાજીની આજ્ઞાથી કાઢેલો લગ્નપત્રિકાનો પડો લઇ અસલના રીવાજ મુજબ લગ્નીઆ હમારે ત્યાં તેઓએ મોકલ્યા છે પરંતુ લગ્ન વાંચવાનો અને તોરણુ બાંધવાનો વરઘોડો ચઢાવવા વિલંબ થાય તે દરમીઆન બીજા કોઈ તરફથી લગ્નની ખોટી મીતીઓ જાહેર થાય તેથી આપણા કડવા પાટીદાર બન્ધુઓ આડે રસ્તે ન દોરવાય તેથી લગ્નની મીતીઓ આગળથી જાહેર કરવામાં આવે છે તે નીચે મુજબ.

### લગ્ન મુહુર્ત.

સંવત ૧૯૬૬ ના વૈશાખ સુદ ૧ વાર મંગળવારનું મોટું લગ્ન છે.

સંવત ૧૯૬૬ ના વૈશાખ સુદ ૧૧ વાર ગુરૂવારની માંડવ રાત છે.

| | |
|---|---|
| અમદાવાદ<br>કડવા પાટીદાર જ્ઞાતીના<br>પટેલો. | **પટેલ ચુનીલાલ ચમનલાલની સહી દા. પોતે.**<br>**પટેલ બગુભાઇ તરભોવનદાસ સહી દા. પોતે.** |

તા. ૮-૩-૧૦

## નં. ૮

આ જાહેર ખબર છુટી વેંચાઇ હતી તથા ગુજરાતી પંચના તા. ૧૩ મી ફેબરવારી ૧૯૧૦ ના અંકમાં છપાઇ હતી.

## જાહેર ખબર.

અમો નીચે સહી કરનાર પટેલ સામળદાસ બાજીદાસ તથા પા. ભાયચંદ કસલાદાસ ગામ ઉંઝા તાલુકે સીદ્ધપુરના મોહલોત તથા રૂસાત પાટીના અમારા તમામ ભાઇઓની સંમતીથી આ પરથી સરવે કડવા પાટીદાર બંધુને જાહેર કરીએ છીએ કે ગાયકવાડી રાજ્યમાં અમારા મજકુર ગામમાં આવેલા શ્રી ઉમીઆમાતાજીના મંદીરમાંથી પરાપુર્વથી શાસ્ત્ર યુકત વિધિ પુર્વક લગ્નની તારીખો મુકરર કરી લગ્ન પત્રિકાનો પડો અમદાવાદમાં આપણી સમગ્ર કોમના શેઠ વનમાળીદાસવાળા તથા પટેલ કુટુંબવાળા ઉપર મોકલાવ્યા બાદ ત્યાં લગ્ન તિથીઓ જાહેર થયા પછી અમો અત્રેથી લગ્ન પત્રિકાઓ અમારી બન્ને પાટીઓની સંમતીઓથી દેશપ્રદેશ બ્રાહ્મણો સાથે મોકલાવીએ છીએ તેજ મુજબ લગ્ન કાઢી યોગ્ય વખતે સરવે પાટીદાર બન્ધુઓને પોહોંચાડવામાં આવશે.

હાલ અમારા સાંભળવામાં આવ્યું છે કે અમદાવાદવાળા પટેલ બેહેચરદાસ અંબાવીદાસ અમારી નાતના શેઠ અગર પટેલ નહીં છતાં તેમના જમાઇ પટેલ કેશવલાલ છકડાસી તેમની તરફથી બીન હક આપણા પરાપુર્વનો રીવાજ તોડીને અમારી સંમતી સિવાય શીર જોરીથી ખટપટ કરી વગર વિધીએ ખોટાં લગ્ન કાઢવા તથા અસલથી ચાલતા રીવાજો વિરૂદ્ધની મુદતની માંડવરાત કાઢવા ધારે છે તેથી સરવે પાટીદાર બન્ધુઓને ખબર આપવાની કે અમારી

સહીઓ સિવાય પટેલ બેહેચરદાસ અંબાવીદાસ તરફથી પટેલ કેશવલાલ છકડસી અગર બીજો કોઇ માણસ લગ્ન તથા આપણા પરંપરાના ચાલતા રીવાજ વિરૂદ્ધ માંડવરાત કાઢે તો તે આપણી માતાજીની આજ્ઞાનું ઉલંઘન હોવાથી કોઇ પાટીદાર બધુએ માન્ય કરવું નહીં. તા. ૭–૨–૧૯૧૦

**૧ સામળદાસ બાજીદાસ દા. પોતે મસોત પારટી.**

**૧ પટેલ ભાઇચંદ કસલદાસ સહી દા. પોતે રૂસાત પારટી.**

અમો નીચે સહી કરનાર ગામ સિદ્ધપુરના ભટ કીરપાશંકર કેશવદાસના પરીવાર સમસ્ત વેદેગરામ ભટ બ્રાહ્મણો આથી ખબર આપીએ છીએ કે ઉપર લખેલી બન્ને પાટીઓની સંમતીથી અમો શ્રી ઉમીઆ માતામાં પરંપરાથી ચાલતા આવતા રીવાજ મુજબ શાસ્ત્ર મુજબ વિધી કરી લગ્નનો પડો ઉપર લખેલી બન્ને પાટીઓને આપીએ છીએ ને તેઓ તરફથી અમદાવાદના શેઠ તથા પટેલને ત્યાં લગ્નપત્રિકાનો પડો મોકલાવ્યા બાદ દેશપ્રદેશ બ્રાહ્મણોની સાથે લગ્નની કંકોત્રી મોકલાવવામાં આવે છે છતાં અમદાવાદવાળા પટેલ બેહેચરદાસ અંબાવીદાસવાળા તરફથી પટેલ કેશવલાલ છકડસી અગર તેમની તરફથી બીજો કોઇ માણસ બીન અધીકારે લગ્ન કાઢે તો તે ખોટાં સમજવાં ને માન્ય કરવાં નહીં.

તા. ૭–૨–૧૯૧૦

**૧ ભટ ઉમીયાશંકર મોતીરામની સહી દ. પોતે.**

**૧ ભટ જગંનાથ ધીરજરામની સહી દા. પોતે.**

**૧ ભટ ગણપતરામ દયાશંકરની સહી દા. પોતે.**

**૧ ભટ નરમદાશંકર ગવરીશંકરની સહી દા. પોતે.**

**૧ ભટ મણીશંકર પુજીરામની સહી દા. પોતે.**

તા. ૯–૨–૧૦

## નં. ૯

આ હસ્ત પત્રિકા ( કડવા કણબીના લગ્નનું મુહુરત ) છુટી વેંચાઇ હતી તથા તા. ૧૩ મી ફેબ્રુઆરી ૧૯૧૦ ના ગુજરાતી પંચના અંકમાં છપાઇ હતી.

## શ્રી ઉમીયા જયન્તી.

આપણી કડવા જ્ઞાતીની કુળ દેવ્યા શ્રી ઉમીયા માતાજીએ તા. ૮-૨-૧૯૧૦ ના રોજ આપણી જ્ઞાતીમાં લગ્ન કરવાની આજ્ઞા આપી છે.

### તે શુભ મુહુર્ત તીથીઓ નીચે મુજબ છે.

લગ્નની શુભ મુહુર્ત તીથીઓ.

| સંવત ૧૯૬૬ની સાલ પ્રથમ લગ્ન | માંડવ રાત્રી અથવા બીજું લગ્ન સંવત ૧૯૭૧ ની સાલ. |
| --- | --- |
| શ્રી ગણેશ બેસાડવાના (કામા ગણેશ) ચૈત્ર વદી ૩ બુધવાર. | બીજા વૈશાખ સુદી ૨ રવીવાર. |
| શ્રી માંડવા મુહુર્ત, શ્રી માણેક સ્થંભ. } ચૈત્ર વદી ૪ ગુરૂવાર | બીજા વૈશાખ સુદી ૩ સોમવાર. |
| શ્રી ગૃહસાંતિક, શ્રી મોટા ગણેશ. શ્રીઉકરડી નોતરવાની } ચૈત્ર વદી ૮ સોમવાર | બીજા વૈશાખ સુદી ૮ શનીવાર. |
| શ્રી લગ્ન કરવાનો શુભ દીવસ ચૈત્ર વદી ૧૦ બુધવાર. | બીજા વૈશાખ સુદી ૦ સોમવાર |
| શ્રી ઉકરડી ઉઠાડવાની વૈશાખ સુદી ૨ બુધવાર. | બીજા વૈશાખ વદી ૨ રવીવાર. |

એવી રીતે ઉપર મુજબ લગ્ન કરવાની શુભ મુહુર્ત તીથીઓ છે લગ્ન નીકળતી વખતે ગાયકવાડી રાજ્યના અમલદારો હાજર હતા તેમના રૂબરૂ લગ્ન કહાડવામાં આવ્યા છે. તે બાબતનું સરટીફીકેટ આ નીચે છે. એજ તા. ૧૧—૨—૧૯૧૦.

પ્રસિદ્ધ કરનાર.

**પટેલ. કેશવલાલ છકડસી.**

This is to certify that the marriage dates noted in the Patrika have been fixed today according to the religious rites in vogue among the Kadva Kunbees since many years.

K. B. Jadhav.
Subba and District Magistrate.
Kadi.

Camp Oonja.

8—2—1910.

**ઇંગ્રેજી ઉપરથી ગુજરાતી.**

આથી સરટીફીકેટ આપવામાં આવે છે કે આ પત્રિકામાં જણાવેલી લગ્ન તીથીઓ કડવા કણબીઓમાં ઘણા વરસોથી ચાલતી આવતી ધર્મક્રિયા મુજબ આજે નક્કી કરવામાં આવી છે.

( સહી ) કે. બી. જાધવ.
સુબા અને ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ.
કડી.

મુકામ ઊંઝા.

તા. ૮-૨-૧૯૧૦.

નં. ૧૦

આ હસ્ત પત્રિકા ( વિવાહનું વગોણું ) છુટી વેંચાઇ હતી.

## વિવાહનું વગોણું.

આપ જાણો છો કે લોકોના શારીરિક તેમજ માનસિક સ્થિતિ સુધારવા નામદાર ગાયકવાડ સરકારે **बाळलग्न प्रतिबंधक निबंध,** નામનો કાયદો ઘડયો છે. જો ઉંઝામાં લગ્ન નીકળી જાહેર થાય તો તે નામદારના રાજ્યમાં વસ્તી કણબીઓની મોટી જબરી સંખ્યા પોતાના ૪૦ દિવસ સુધીની ઉમરનાં તમામ કુંવારાં બાળકોને પરણાવી કાયદાની સજામાં ફસાઈ જાય અને ગુન્હેગારોની એક મોટી નિર્ધન સંખ્યાને કાયદાસર સજા કરવી પડે, આ ઉપાધીને મુળમાંથીજ દાબી દેવા તે નામદારે ઉમીયા માતાના મંદીરે ચોકી બેસાડી લગ્ન કાઢવા અટકાવ કર્યો છે. તેથી જ્યાં સુધી તેવા કાયદાને અનુસરી લગ્ન કરવાની આપણે બાંહેધરી ન આપીએ ત્યાં સુધી તે ચોકી ઉઠાડી કોઇને પણ લગ્ન કાઢવા દે તે વાત સ્વપ્ને પણ માનવા જેવી નથી. આ ઉપરથી શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજે તે નામદારના કાયદાની શરતો સાચવી માતાજીની આમન્યા ન લોપાય તેવો વચલો રસ્તો કાઢવા ઉંઝા કમીટી તથા તેના પ્રેસીડેન્ટને મદદ કરવા એક કમીટી નીમી છે, તેથી ખાસ સુચના કરવાની કે તે કમીટી, ઉંઝા કમીટી તથા પ્રેસીડેન્ટ. પાટડીના નામદાર દરબાર સાહેબ, પાટડી, વીરમગામ, અમદાવાદ, દશક્રોઈ, ભાલ, તથા પાટણવાડાના આગેવાનો વગેરે મળી જ્યાં સુધી ગાયકવાડી પ્રજા દંડાઇ ન જાય અને જ્ઞાતિમાં છુટાં લગ્ન ન થઇ જાય અને ગાયકવાડ સરકારના કાયદાની શરતો સચવાય અને માતાજીની આમન્યા ન

લોપાય તેવો વચલો રસ્તો કાઢી ગાયકવાડની સંમતીનું સર્ટીફીકેટ ન મેળવે ત્યાં સુધી કોઈ પણ પક્ષ "અમે માતાજીમાંથી લગ્ન લાવ્યા છીએ" એવી ગપ ઉડાવે તો તે બીલકુલ મનાશે નહી. પરંતુ તેથી ઉલટુ તેનું એવું પરિણામ આવશે કે કેટલાક લગ્ન માની વિવાહ કરશે ને કેટલાક આવા વખતે લગ્ન નહિ કરે પણ મરજી આવશે ત્યારે કરશે એટલે છુટાં લગ્ન થઇ જશે. ગાયકવાડી ભાઇઓ લગ્ન નીકળ્યાં માની લગ્ન કરી બિચારા દંડાઇ જશે માટે લગ્ન સબંધી ખોટી રીતે હીલચાલ કરતા હોય તેમણે આ ઉપરથી ખાસ લક્ષમાં રાખવું કે ઉપરની રીતે સહુની સલાહ વીનાજ આવા અગવડ ભરેલા વખતમાં જો કોઈ એકાએક ખોટી પોલીસી કે પ્રપંચથી લગ્ન કાઢશે અગર જાહેર કરશે તો તે કદી પણ સર્વ માન્ય થશે નહી અને ઉપર મુજબ ગાયકવાડી પ્રજા દંડાઈ જશે અને લગ્નની એકતા છે તે વીખરાઇ જઇ છુટાં લગ્ન થઇ જશે તેથી જ્ઞાતિમાં ઠામઠામ કંકાશ અને કુસંપ થઈ તડ પડશે અને જ્ઞાતિ ભારી ખરચના બોજામાં આવી જશે, તેના અપવાદના અને જોખમના ભાગીદાર જે લગ્ન કાઢશે તેજ પુરૂષો છે અને આવી રીતે ગાયકવાડી પ્રજાને આડા રસ્તે દોરવા માટે જે અપવાદની જવાબદારી રહેશે તે પણ તેનેજ શીર રહેશે તે નક્કી સમજવું.

લી. દેશાઇ લાલભાઇ ગોપાળભાઇ—વીરમગામ.

---

## નં. ૧૧

આ લેખ ( શું કડવા પાટીદારોમાં લગ્ન થશે ? ) મુંબાઇમાં પ્રકટ થતા આર્ય પ્રકાશના તા. ૧૬ મી ફેબ્રુઆરી ૧૯૧૦ ના અંકમાં પ્રકટ થયો હતો.

## શું કડવા પાટીદારોમાં લગ્ન થશે કે?

હાલમાં કડવા પાટીદારોમાં મુદતીયાં લગ્ન સંબંધી ખુબ ચર્ચા ચાલે છે. આ બાબતમાં આજકાલ ઉપરનો પ્રશ્ન જ્યાં ત્યાં પુછાય છે. કડવા પાટીદારોમાંજ આ પ્રશ્ન પુછાય છે એમ નથી, પણ પરજ્ઞાતિના માણસો પણ તે સવાલ બહુ બારીકીથી પુછે છે કારણ તેમાં તેમને પણ કાંઇ લાભ હાની રહેલી છે. લગ્નમાં ખપતો માલ જે વેપારીઓ રાખે છે તેમને પોતાનો માલ ખપાવવા સારૂ કડવાના લગ્ન થશે કે નહીં એ સવાલ પુછીને તજવીજ કરવાની ઘણી કાળજી હોય એ સ્વભાવીક છે. બ્રાહ્મણો પણ પોતાની રોજી તેમનાં લગ્ન થાય તો વિશેષ પ્રમાણમાં ચાલે એ આશામાં પુછપરછ કરવાને લલચાય એ પણ નિર્વીવાદ છે. બીજી જ્ઞાતિવાળાઓ જેમને પોતાનાં છોકરાંના લગ્ન કરવાં છે તેઓને પણ કડવાનાં લગ્ન થાય તો, તેમની સંખ્યા વિશેષ હોવાથી તેમજ લગ્ન એકે દીવસે સામટાં થવાથી લગ્નમાં ઉપયોગી સઘળી ચીજો ખાસ મોંઘી થવાનો સંભવ હોવાથી પોતાનાં લગ્ન કોઇ બીજી તીથી ઉપર અગર બીજા વર્ષ ઉપર મુલતવી રાખવાના વિચાર થઇ શકે, આવાં કેટલાંક કારણોને લેઇને હાલમાં વાટે અને ઘાટે, ચકલે અને ચૌટે, તેમજ ગામડાઓમાં ચોરે અને ભાગોળે પણ ઉપરનોજ પ્રશ્ન થતો જ્યાં ત્યાં સાંભળવામાં આવે છે.

નામદાર ગાયકવાડ સરકારના રાજ્યમાં બાળ લગ્ન પ્રતિબંધક કાયદો ત્રણ ચાર વર્ષથી ચાલુ થયો છે. આ વર્ષે જો કડવા કણબીનાં લગ્ન થાય તો ઉક્ત કાયદાનો ભંગ થવા ઘણો સંભવ છે. ઉંઝા ગામમાં ઉમીયા માતાના મંદીરમાંથી લગ્ન કઢાડવાનો રીવાજ

છે તે ગામ ગાયકવાડ સરકારનું છે તેથી ત્યાંની સરકારે ઉમીયા માતાના મંદીરમાં ચોકી–જપ્તી બેસાડી છે, એટલે ઉંઝા ગામના પાટીદારો તથા ઉંઝા અને સિદ્ધપુરના બ્રાહ્મણો કે જેઓ લગ્નનો બીડો કહાડે છે તે ગાયકવાડી પ્રજા હોવાથી તેમની સરકારનો હુકમ તોડીને લગ્ન કહાડી શકે તેમ નથી.

ગયા ડીસેંબર માસની છેલ્લી તારીખોએ વિરમગામમાં કડવા પાટીદાર શુભેચ્છક સમાજની મળેલી બેઠકમાં એક ઠરાવ પાસ કરી ઉંઝામાં ઉમીયા માતાજી સ્વસ્થાન કમીટી સાથે મળી તથા પાટડી દરબાર વીગેરે અગ્રેસરોની મદદ લઇ ના૦ ગાયકવાડ સરકારના કાયદાને અનુસરી તથા ઉમીયા માતાની આમન્યા સાચવીને હવે લગ્ન શી રીતે અને કેવી રીતે કહાડવાં તેનો વિચાર કરી નક્કી નિવેડો લાવવાને સારૂ ૩૪ સભાસદોની એક કમીટી નીમી હતી. તે કમીટી કાંઇ પણ કામ કરે તે પહેલાંજ કેટલાક ઇસમો તરફથી આ વર્ષેજ લગ્ન કહાડવાની તજવીજ થતી માલમ પડી છે.

ઉંઝામાં મોહલ્લોત તથા રૂસાવત નામની બે પાર્ટીઓ છે. તેઓએ બસે ઉપર સહીઓ સાથે એક જાહેર ખબર છપાવીને જાહેર કર્યું છે કે માતામાંથી પરંપરાથી ચાલતા આવતા રીવાજ મુજબ લગ્ન કહાડી દેશ દેશાવર લગ્ન પત્રીકાઓ મોકલવાનો હક ફકત અમને અને અમારા વંશજોને છે, યાને તે હક ભોગવવાનો છે પણ તે બીજાને આપવાનો હક નથી, છતાં અમારામાંના કેટલાક માણસોને સમજાવી પોતાના પક્ષમાં લેઇને શેઠ બેચરદાસ લસ્કરી તરફથી મી. કેશવલાલ છકડસી તે હક ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે છે માટે તેવી રીતે તેઓ જો લગ્ન કહાડશે તો તે ખોટાં

સમજવાં અને કડવા પાટીદારોએ તે લગ્ન માનવાં નહી. વળી પટેલ પ્રાણજીવન ડાહ્યાભાઇ ( અમદાવાદ ઝાંપડાની પોળના ) બીજી જાહેર ખબર છપાવી પ્રદર્શીત કરે છે કે પટેલ બેહેચરદાસ કડવા કણબીની ન્યાતના શેઠ નથી તેમ તેમને લગ્ન કહાડવા તથા લગ્ન પત્રીકાઓ દેશાવર મોકલવાનો હક પણ નથી. તે હક એટલે લગ્ન કહાડવાનો હક ઉંઝાના બેઉ પાટીવાળાઓનો છે, તેઓ લગ્ન કહાડી અમારે ત્યાં લગ્નનો બીડો-પડો લાવીને પછી બીજા ગામો અને શહેરોમાં લગ્ન પત્રીકાઓ મોકલવાનો હક અમારો છે, અને અમે તે હક બસે ત્રણસેં વરસથી ભોગવીયે છીએ. ત્યારે વળી પટેલ મનસુખરામ પ્રેમજી ગોઝારીયાની પોળના એક ત્રીજી જાહેર ખબરમાં પ્રસિદ્ધ કરે છે કે પ્રાણજીવન ડાહ્યાભાઇ તરફથી લગ્ન બહાર પાડવાના હક સંબંધે જાહેર ખબર બહાર પાડવામાં આવી છે તે તદન ખોટી અને નાપાયાદાર છે, કારણકે ઘણા વખતથી મારા વડીલ પટેલ વસ્તા વેલજી અને શેઠ બેચરદાસ અંબાઇદાસ લસ્કરીને ત્યાં લગનો બીડો આવે છે તેવી રીતે યોગ્ય વખતે ઉંઝા ગામમાં ઉમીયા માતામાંથી લગ્નનો બીડો અમારે ત્યાં આવશે માટે અમારા તરફથી જે લગ્ન જાહેર કરવામાં આવે તેજ ખરાં સમજવાં અને બીજા તરફથી લગ્ન જાહેર કરવામાં આવે તે માનવાં નહી. આવી જાહેર ખબરો એક એકથી ઉલટી એક અઠવાડીયામાં છપાઇને બહાર પડી છે. તો હવે અમો કડવા પાટીદારોએ સમજવું શું ? તે એક સવાલ થઇ પડ્યો છે.

વળી અત્રે તેમજ બીજે ઠેકાણે વાતો થાય છે કે માતામાંથી જપ્તી ઉઠી ગઇ છે અને આવતી વસંત પંચમીએ લગ્ન જાહેર થઇ જશે. વળી માતામાં તો ગાયકવાડ સરકારની જપ્તી કાયમ છે

એવી દલીલના જવાબમાં કહેવામાં આવે છે કે તે પોલીસ ફોર્સ તો શેઠ બેચરદાસના માણસોને લગ્ન કઢાડવામાં મદદ કરવાને રાખવામાં આવ્યું છે. આવી અનેક વાતો ખરી અગર ખોટી અમદાવાદમાં આજકાલ બહાર પડતી રહે છે. અને તેમજ બહાર ગામના પાટીદારો લગ્ન કરવાને તૈયારી કરી રહ્યા છે. ફક્ત લગ્ન જાહેર થવાની ખોટી છે. છતાં હરવખતે લગ્નના ચાંલ્લાની ધમાલ આ અરસામાં હોવી જોઈએ તેમાંનું ઘણુંજ થોડું આ સાલ જણાય છે. છોકરાઓને પરણાવવાને સઘળાઓ આતુર છે પણ તેમને કન્યાઓ મળતી નથી. જેમને કન્યાઓ પરણાવવી છે તેઓ ઠંડા થઈને બેસી રહ્યા છે કારણકે કન્યાઓને બાંહ્યવર અને કુલનો દરો કરવાની તેમને છુટ છે. ગામડાવાળાઓ જેઓ પોતાની કન્યાઓ શહેરમાં દેવા આવે છે તેઓમાં પણ ઠંડાઈ જણાય છે. કારણ શહેરવાળા પ્રત્યે લોકોને કાંઈક અભાવ ઉત્પન્ન થયો છે.

માતાજીમાં જ્યારે ગાયકવાડ સરકારની જપ્તી છે તો માતાના મંદીર બહાર અગર ગામમાં કોઈ પાટીદાર અગર બ્રાહ્મણને ઘેર બેસીને લગ્ન કહાડવાની વિધી કરીને લગ્ન કહાડી અમદાવાદ, અસારવામાં લાવીને જાહેર કરવા ધારે તો તે સંભવીત છે; અને અજ્ઞાન પાટીદારોને સમજાવવામાં આવશે કે તે માતામાંથીજ હમેશના રીવાજ મુજબજ લગ્ન નિકળેલાં છે, તો તેને ખરાં માની કેટલાક પોતાના છોકરાંના લગ્ન કરશે તેમ બીજાઓ નહીં પણ કરે એ બનવાજોગ છે. આવી રીતે નિકળેલાં લગ્ન જેમ બ્રીટીશ પ્રજા ખરાં માની લગ્ન કરશે તેમજ ગાયકવાડી અજ્ઞાન પ્રજા કરશે તો તે બીચારા ખરચના-દંડના ખાડામાં ઉતરશે એનો વિચાર આવી રીતે લગ્ન કહાડનારાઓએ શું નહી કરવો જોઈએ?

## નં. ૧૨

આ હસ્ત પત્રિકા ( કડવા પાટીદાર કોમના હિતાર્થે એક સુચના યાને નમ્ર યાચના ) છુટી વેંચાઇ હતી તથા મુંબાઈ આર્ય પ્રકાશના તા. ૧૩ મી ફેબ્રુઆરી ૧૯૧૦ ના અંકમાં છપાઇ હતી.

## કડવા પાટીદાર કોમના હિતાર્થે એક સૂચના

યાને

## નમ્ર યાચના.

બંધુઓ,

આપણા લગ્નની તીથી નક્કી કરવાના હુકમદાર ઉંઝાના તેમજ અમદાવાદના પટેલોને અરજ કરો કે અંધકારનો જમાનો વહી ગયો છે અને જે જમાનો હાલ ચાલે છે તે જમાનામાં જો તમો તમારી મોટાઇ અને પટલાઇ જાળવવા ઇચ્છતા હો તો જમાનાને અનુસરી સુધારો કરવા આગળ પડો અને તેમ કરી પોતાની જ્ઞાતિ શુભેચ્છક અને મ્હોટા કહેવરાવવાનો હક ધારણ કરો અને જો તેઓ હજુ પણ અંધકારનો પીછોડો ઢાંકવા ઇચ્છતા હોય અને તેમ કરી આપણને હજુ પણ વધારે અધમદશાને પોચાડવાને ચાહતા હોય તો પછી તેઓને આપણી અધમદશાનું ચરિત્ર નીચે વર્ણવેલું બતાવો અને તે જાણી તેઓ પોતાની આંખો ખોલી આપણને મુક્ત કરવા તૈયાર થશેજ એવી મને આશા છે.

વડીલો ! આપણા એકજ તીથીના બાળલગ્નના કાળા ધારાએ આપણી પ્રજાને શારીરીક અને માનસીક શકતીથી નષ્ટભ્રષ્ટ કરી છે. આપણા બાલકો બુધ્ધીહીન્ થઇ અન્ય કોમમાં હાંસીને પાત્ર થયા

છે, રૂપ, ગુણ, કર્મ, સ્વભાવ અને ઉમરમાં કજોડાં થઇ દુઃખ ભોગવી જીંદગી પુરી કરે છે અથવા તો ભાગવતમાં વર્ણવેલા કૃષ્ણ-રૂપ બની અનેક સ્ત્રીઓવાળા બને છે. અને તેનું પરિણામ એ આવેલું છે કે "કાગળીભાઇનો કુબો, એક મેલને બીજો ઉભો" આ કહેવત આપણે કાળી પાસેથી ખરીદ કરી લીધી છે. પરણતી વખતે ચાંડલો અને છાંડતી વખતે બદલો લેવાનું શીખી ગયા છે અને બાર ચૌદ વર્ષની ઉમરમાં તો પોતાને બે ચાર કે પાંચ પત્નીના અરે કહો કે ગુલામડીનાં પતી કહેવરાવવા લાગ્યા છે. શું તમને આથી શરમ ઉત્પન્ન નથી થતી? કદાચ તેઓ કહેશે કે નારે ભાઇ છોકરાઓ ગમે તેવા દુરાચારણી થાય તેની શરમ નહીં! હા! દીકરીઓ તેવી થાય તો મરવું પડે! વડીલો ત્યારે સાંભળો આપણી પુત્રીઓની શું દુર્દશા છે. આપણી પુત્રીઓ આપણને કેવા શ્રાપ આપી રહી છે તે જરા ધ્યાન દઇ સાંભળો.

વડીલો આપણી પુત્રીઓ મહાદેવી ઉમીયાની પુત્રીઓ કહેવ-રાવવાને લાયક નથી, આપણી પુત્રીઓ મહાદેવી સીતાની પુત્રીઓ કહેવરાવવાને લાયક નથી, કેમકે મહાદેવી ઉમીયાએ અનેક અવતાર ધારણ કરી પોતાને ગૌરી, પાર્વતી, અને ઉમીયા વીગેરે નામ આપી પોતાના માતા પીતાની મરજી નહીં હોવા છતાં પણ વારંવાર પો-તાના પુર્વ ભવના પતિ મહાત્મા શંકરને પ્રાપ્ત થયાં હતાં. જ્યારે આપણી પુત્રીઓ એકજ જન્મમાં અને તે પણ જીવતા પતીએ બીજા પતીને પ્રાપ્ત થાય છે. કહો મહાદેવી ઉમીયાની તે પુત્રી કહી શકાય? નહીંજ!

મહાદેવી સીતા દુષ્ટ રાવણના હાથમાં સપડાયા છતાં પોતે એક પતિવ્રત ધર્મને જાળવી શકયા હતા જ્યારે આપણી પુત્રીઓ

તેથી વીરૂદ્ધ પોતાને દુઃખ દેનારા પતીના પંઝામાંથી છુટી વારંવાર અનેક પ્રતિને પ્રાપ્ત થાય છે તેમજ કેટલીક કન્યાવિક્રય કરનારા માબાપોની દ્રવ્ય લાલસાએ પોતાનાં ગરીબ પતિને છોડી દ્રવ્યવાનને પ્રાપ્ત થાય છે. કહો કે આપણી પુત્રીઓ સતી સીતાની બાળકીઓ કહેવરાવવાને હકદાર છે ? નહીંજ !

હા તેઓ લક્ષ્મીવત્ છે કે જે લક્ષ્મી હાલમાં હીંદ પુત્રોને તજી યોગ્યતર મેળવવા યુરોપમાં જઇ વસી છે તેમ આપણી બાળકીઓ દ્રવ્યલોભી વેષધારી કુળવાનોની લક્ષ્મીની લાલસા પુર્ણ નહીં થવાથી વારંવાર અનેક પતીને પ્રાપ્ત થાય છે તેમજ આપણા લક્ષ્મીના લાલચુ માતાપીતાઓની લાલસા પુર્ણ નહીં થવાથી ગરીબને તજી લક્ષ્મી પતીને પ્રાપ્ત થાય છે અને આ રીતે પોતાના એક પતિવ્રતા ધર્મથી નષ્ટ ભ્રષ્ટ થઇ પરિણામે પોતાના માતાપિતાને શ્રાપ આપે છે માટે હે બંધુઓ! અને વડીલો ! પુત્રીઓના શ્રાપથી બચવા આપણા એક તીર્થના લગ્ન આપનાર પટેલીઆઓને વિનંતી કરો કે અમારા આ અધમ રીવાજને બંધ કરી તમારી મોટાઈ જાળવવા તમારાજ હાથે મોટી ઉમરે લાયક વરને પ્રાપ્ત કરવા છુટા લગ્ન કરવા દેવા કાયદો ઘડો અને તેમ કરી અમારી પુત્રીઓને પતિવ્રતા ધર્મ પરાયણ બનાવવા અને તેના આશીર્વાદ મેળવવા, અમને ભાગ્યશાળી બનવા દો અને તમે પણ તેનો આશીર્વાદ મેળવો. આપણા પટેલીઆઓ આપણને પોતાની મોટાઇ બતાવવા, જવાબ આપશે કે આમાં કાંઇ બાળ લગ્નનો દોષ નથી કે નથી અમારા આપેલા મુહુર્તનો પણ મુર્ખ માબાપોનોજ દોષ છે. તો હું તેના જવાબમાં જણાવીશ કે ઉપર લખેલી સઘળી ખરાબી આપણા બાંધી મુદતના બાળ લગ્નનીજ છે કારણકે તેથી લાકડે માકડા જોડાઇ

આવા કુકર્મોનું મુળ રોપાય છે અને આજ અનેક બાળાઓ જીવતે પતીએ રંડાપો ભોગવે છે. આજ અનેક બાળાઓ અન્ન વસ્ત્રને માટે અન્યનો આશ્રય લેય છે અથવા તો પોતાના બાહુબલે કમાઇ પોતાનો નિર્વાહ ચલાવી જીંદગી પુરી કરે છે.

માત્ર આપણી કોમની જે બાળાઓ બાળ વીધવા હોય છે તે અથવા તો આપણી કોમના ગરીબો કે જેઓ દ્રવ્યની ખામીએ અથવા વર નહીં મળવાથી પોતાની પુત્રીને કુંવારી રાખે છે યા તો પાંચપચીસ રૂપીયા આપી ભાડુતી વર સાથે અગર તો ફુલના દડા સાથે પરણાવે છે અને પછી તેવી કન્યાઓને યોગ્ય ઉમરે લાયક અને સદૃશ્ય ગુણ કર્મ સ્વભાવ, રૂપરંગ અને વયવાળા પુરૂષને ઘેર વોળાવે છે, તેટલીજ કન્યાઓ માત્ર એક પતિને પ્રાપ્ત થાય છે, તેવીજ કન્યાઓ ગૃહીણી તરીકે શોભી નીકળી છે, તેવીજ કન્યાઓ પોતાને સાચી માતા કહેવરાવે છે અને તેવીજ કન્યાઓ સંસારને ઉત્તમ પ્રકારે ચલાવી પોતાના માતા પીતાને યશ પ્રાપ્ત કરાવે છે અને પોતે પણ પોતાના બંધુઓને જરા ઠેસ વાગતા ખમાઃ મારા વીરને એવા ઉત્તમ આશીર્વાદ આપે છે અને તેજ કન્યાઓ પોતાને મહાદેવી ઉમીયા અને જગત જનેતા સીતાની સાચી પુત્રી કહેવરાવવા શકતીમાન થાય છે અને જો તેવી કન્યાઓમાંથી કદાચ પાંચ દશ ટકા દુઃખી હોય તો તે માત્ર માબાપોની મુર્ખાઇને લીધેજ છે તદપી બાળલગ્નનાં રાક્ષસી પંજામાંથી મુક્ત થઇ મોટી ઉમરે પતીને પ્રાપ્ત થનારી કન્યાઓ સિવાયની તો ભાગ્યેજ હજારે પાંચ સુખી હશે અને તેથી દરેકે દરેક બાળાઓ શ્રાપ આપે છે કે મારા બાપનું સત્યાનાશ જજો કે જેણે મુર્ખાઇમાં મને વેચ મારી આ પાપી ચંડાળને આપી છે. મારા બાપનું સત્યાનાશ જજો કે જેણે

મને દ્રવ્ય લોભમાં એક પતિવ્રતા ધર્મથી નષ્ટભ્રષ્ટ કરી છે. બંધુઓ બાળલગ્નરૂપી રાક્ષસને તીલાંજલી આપ્યા શીવાય આપણી પુત્રીઓની સ્થીતી સુધરવાની નથી અને તેના શ્રાપમાંથી આપણે મુક્ત થનાર નથી. એજ રાક્ષસ આપણો ખરો શત્રુ છે અને તેના લીધેજ તેના મીત્રો કે જે પુનઃલગ્ન અને છુટાછેડાને નામે પ્રખ્યાત છે તેણે આપણને આપણા ધર્મથી નષ્ટભ્રષ્ટ કર્યા છે અને આપણને અવનતિરૂપી નર્કના કુંડમાં ઘુસાડી દીધેલા છે અને આપણામાં વર્ણ સંકરતા ઉત્પન્ન કીધી છે. ચેતો ! ચેતો ! સૂર્યોદય થયો છે આપણા ઉપરનો અંધકારનો પીછોડો દુર કરી સૂર્યના દર્શન કરી સારાસારનો વીચાર કરો અને તમારા હૃદય કમળમાંથી સ્વાર્થ અને મિથ્યા અભિમાનને દુર કરી સમસ્ત કોમનો અને તેની ગાયવત પૂત્રીઓનો આશિર્વાદ પ્રાપ્ત કરો એજ તમારા અલ્પજ્ઞ સેવકની સૂચના અને યાચના છે.

આપણી કોમના કેટલાક સ્વાર્થીઓ કે જેઓને આપણા એક તીથીના બાળલગ્નથી અને છાંડવારૂપી અધમ કર્મથી લાભ છે તેઓ અમારા અજ્ઞાન બંધુઓને આપણા એક તીથીના લગ્નથી ખર્ચનો બચાવ થવાનું ગણાવે છે અને તે સાથે જણાવે છે કે છુટા લગ્ન થવાથી ગરીબોના વાંદા રહી જાય. આ તેઓનો મીથ્યા પ્રલાપ અને અજ્ઞાન લોકોને સમજાવવાનું અને બહેકાવવાનું બાનું છે. જુદા જુદા વીભાગના લોકોના રીત રીવાજોથી હું કેટલેક અંશે માહીતગાર છઉં અને તેથી કહું છું કે માત્ર કન્યાવિક્રય કરનાર બાપાપોને સેજ નુક્ષાન છે પણ શીવાયનાને છુટા લગ્નથી ખર્ચનો મોટો બચાવ છે અને ગરીબોના તો વાંદા રહેવાના નથી પણ સ્ત્રીઓને દુઃખ દેનારા અને સ્ત્રીઓને ગુલામડી તરીકે માનનારાઓના જરૂર વાંદા રહી

જાય. કારણકે છુટી તીથીના લગ્ન હોવાથી કન્યાના માબાપને યોગ્ય વર અને યોગ્ય ઘર તપાસવાનો પુરતો વખત મળે છે.

તીર્થરૂપ વડીલ પટેલો, દુર તપાસવાની જરૂર નથી પણ આપણી નજીકના ગામો વડનગર, વીસનગર અને પાટણ વીગેરેના આપણીજ કોમના બાળકોની સ્થીતી તરફ જુઓ ! મુંબઇ વીગેરે મોટા ગામના ગ્રહસ્થોને ત્યાં એઠાં વાસણ ઉટકવા, પાણી ભરવું અને છોકરાઓને રમાડવા તેમજ હેલપાટી કરવી અથવા તો ટુંકા પગારની નોકરી કરી પોતાનું ગુજરાન ચલાવે છે અને તેનું મુખ્ય કારણ પણ બાળલગ્નજ છે કે જેના લીધે આપણી કોમની દીન પ્રતિ દીન પડતી થતી જાય છે અને આપણી બાળાઓના શ્રાપે કરી આપણે દુખી થઈએ છીએ.

છેવટમાં આપણે આપણી મહાદેવી ઉમીયાને પણ પ્રાર્થના કરો કે જો તમે સાક્ષાત જોગમાયા હો, જો તમે અમારી કુળદેવી હો, તો તમે અમારી પુત્રીઓને એક પતિવ્રતા ધર્મપરાયણ બનાવવા અને અમારા પુત્રોને પણ એક પત્નીવ્રત ધર્મ પરાયણ બનાવવા અને તેમ કરી અમારા બાળકોને સંસાર સુખ ભોગવાની મોક્ષ આપવા અમારા માનના ભુખ્યા અને અમારા ઉપર પોતાનો પટલાઇનો કાણુ કાયમ રાખવા ચાહનારા પટેલોને સુમતી આપો કે તેઓ અમારા આ અજ્ઞાનમુળક લગ્નમાં સુધારો કરી છુટી મુદતના નહીં તો પાંચ વર્ષની મુદતના લગ્નનો પ્રબંધ કરી અમારી કોમની તમામ બાળક અને બાળકીઓનો મહાન આશિર્વાદ મેળવે અને અમો જેમ હમેશાં તેનું માન જાળવતા આવ્યા છીએ તેમ જાળવી અમારા વડીલ તરીકે પુજતા રહીએ.

**લી૦ જ્ઞાતિનો અને પટેલોનો દાસાનુદાસ સેવક.**

નં. ૧૩

આ તાર ના. ગાયકવાડ સરકારને મોકલવામાં આવ્યો હતો.

**Urgent**
( **Prepaid** )

His Highness Sayaji Rao

Baroda.

Sheth Becherdas' party being Laganias proclaims from Unjha alleging them brought from Umiadevi temple. Kindly infrom if your Highness' chowkey removed from Umiadevi and they or any party permitted to declare marraige from temple. Two Gaekwari police accompany them which misguide please send authentic information preventing further anomaly.

Professor Jethalal Swaminarayan.
Vicepresident, Kadwa Patidar
Shubhechhak Samaj.
Gangagriha Madalpur.

---

## નં. ૧૪

આ લેખ ( કડવા કણબીઓ સુધર્યા ) મુંબાઇના સાંજવર્તમાન તા. ૨૨ મી ફેબ્રુઆરી ૧૯૧૦ ના અંકમાં પ્રકટ થયો હતો.

## કડવા કણબીઓ પણ સુધર્યા.

### પાંચ વરસ લગ્નની કરેલી છુટ.

### ગાયકવાડી કાયદાની અસર.

### આગેવાનોના લેવાયલા જામીન.

એક ગ્રહસ્થ લખે છે કે નાનપણમાં છેક નાનપણમાં, મહીના મહીનાનાં, વર્ષ બે વર્ષના બાળકો પરણાવવાથી આ દેશની કડવા કોમને જે વીવીધ પ્રકારનાં સંકટો, વીવીધ પ્રકારનાં નુકશાન વેઠવાં પડે છે તે દુર કરવા માટે તે કોમના કેટલાક આગેવાનોએ ૯ અને ૧૧ વર્ષે લગનનું મુહુર્ત કાઢવાને બદલે પાંચે વર્ષે લગન કરવાની છુટ રહે એવો ને ડહાપણ ભરેલો રસ્તો કાઢ્યો છે તે માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે.

નવ અગર અગીઆર વર્ષે લગન કરવાથી પરીણામ એ આવતું કે કડવા કણબી લોકોને પોતાનાં તમામ બાળકોને એક માસથી માંડી ૧૧—૧૨ વર્ષનાં પોતાનાં બાળકોને ખુશી અગર નાખુશીથી પરણાવી દેવાં પડતાં. અત્યાર સુધી રીવાજ એવો હતો કે નવ અગર અગીઆર વર્ષે કડવા કોમ તરફથી તેમનાં દેવી ઉંઝાનાં શ્રી ઉમીયા માતાની આગ્ના સામે લગનની બે તારીખો કાઢવામાં આવતી એક લગનનું મુહુર્ત અને બીજું માંડવરાતનું મુહુર્ત. લગનના મુહુરત અને માંડવરાતના મુહુરત વચ્ચે કેટલુંક અંતર રાખવામાં

આવતું એટલે જે બાળક લગનને દીવસે કોઇ અડચણથી ન પરણી શકે તે તે પછી થોડેજ દીવસે આવતા માંડવરાતના મુહુર્તે પરણે. નાનાં નાનાં બધાંજ છોકરાંને ધાવતાં અને રીખતાં છોકરાંને—બચ્ચાંઓને તેમની અણુસમજમાં પરણાવવાનો રીવાજ બંધ પાડવાના શુભ હેતુથી આ સાલ લગનનું મુહુરત ચઇતર વદ ૧૦ નું કાઢવામાં આવ્યું છે અને માંડવરાતનું લગન તેજ અરસામાં નહી રાખતાં પાંચે વર્ષે એટલે સંવત ૧૯૭૧ ની સાલમાં રાખવામાં આવ્યું છે.

આ યોજના બ્રીટીશ હદમાં તેમજ ગાયકવાડી હદમાં રહેલી તમામ કડવા કણબી કોમની વસ્તીની હીતકારક છે. કડવા કણબી કોમમાં બાળલગ્ન કરવાનો રીવાજ ચાલુ થયો છે તે ૯ અને ૧૧ વર્ષની લગ્નની પદ્ધતી રાખવાથીજ થયો છે અને તે અટકાવવાને માટે જે બંદોબસ્ત કડી પ્રાંતના સુબા રા. બા. ખાસેરાવ જાદવની સમક્ષ, કોમના આગેવાનો રૂબરૂ કરવામાં આવ્યો છે તે સમસ્ત કડવા કણબી કોમને વધાવી લેવો જોઇએ છીએ.

ગાયકવાડી હદમાં રહેતા કડવા કણબીઓ ઉપર કાયદાની અસર થશે તે વીશે અત્રે કાંઇક કહેવાનું જરૂરનું છે. ના૦ ગાયકવાડ સરકારે બાળલગ્ન અટકાવવા માટે જે કાયદો કર્યો છે તેમાં કડવા કોમ અગર મુદતે લગ્ન કરતી હરકોઇ કોમ માટે એક છુટ રાખવામાં આવી છે તે એ છે કે આવતે લગ્ન એટલે ૯ કે ૧૧ વરસે અગર પાંચ વરસે જ્યારે લગ્ન આવે ત્યારે વર કે કન્યામાંથી એકની પણ ઉમર ૧૬ અગર ૧૧ ઉપરાંત થઇ જતી હોય તો તે વરકન્યા પરણી શકે એટલે તે ધારા મુજબ ૧૧ વર્ષની કન્યા અને પાંચ પુરાં વર્ષનો છોકરો પરણી શકે. એટલે એ રીતે તો ના. ગાયકવાડ-

ના કાયદાથી પણ બાળલગ્ન તો ખરી રીતે અટકી શકે નહી. પાંચ વર્ષની માંડવરાત રહે, પાંચ વર્ષની મુદતે લગ્ન થાય તો તે કાયદા મુજબ પુરાં ૭ વર્ષનીજ કન્યા અને પુરાં ૧૧ વર્ષનોજ છોકરો પરણી શકે. તેથી નાના બાળક પરણી શકે નહી અને પરણે તો સો રૂપીયા સુધી દંડ થાય. પાંચ વર્ષની મુદતથી કેટલીક રીતે બાળલગ્નનો ખરાબ રીવાજ અટકી શકે છે અને અગીઆર તથા સાત વર્ષની ઉમરથી પણ મોટાં વરકન્યા પરણવાની સરળતા વધે છે. પાંચ વરસે લગનકરવાથી એક બીજો પણ લાભ છે. જે કડવા કણબીઓમાં સાટાં નથી હોતાં તેઓમાં, લગ્નમાં કન્યા કુંવારી ન રહે એ કારણથી, વરની કીમત વધે છે અને તેથી વરવીક્રય થવાના સંભવ ઉભા થાય છે. આ અટકાવવા માટે પણ પાંચ વર્ષની માંડવરાત અગર પાંચ વર્ષે લગન કરવાનો માર્ગ ઉત્તમ છે.

ના૦ ગાયકવાડના એક ઉચ્ચ પંક્તીના અમલદાર કડી પ્રાંતના સુબાએ હાજર રહી, આવતા ચઈત્ર વદ ૧૦ ના લગન અને પાંચ વરસની માંડવરાતની યોજનાને સંમતી આપી છે તે અમે ધારીએ છીએ કે તે રાજ્યના મુખી મતાદાર પટેલો આ બંદોબસ્ત પાળે તે માટે યોગ્ય ગોઠવણ થશે અને તે પાળે તેમાંજ કોમનું હીત રહેલું છે. આ શીવાય ગાયકવાડી રાજ્ય માટે બાળલગ્નના કાયદામાં જે છુટ ઉપર દર્શાવવા પ્રમાણે મુકવામાં આવી છે તેથી વધારે છુટ આપવા ના૦ વડોદરા સરકારે સઉને ના પાડી છે.

બ્રીટીશ હદના પણ સુજ્ઞ લોકો માંડવરાતવાળી વ્યવસ્થાને આનંદ સાથે વધાવી લેશે, કારણકે જે લોકો ઉચ્ચ કેળવણી પામેલા બાળલગ્નનાં નુકસાન સારી પેઠે સમજે છે તેઓને પાંચ વરસે લગ્ન

આવવાથી પોતાનાં સંતાનને મોટી ઉમરે પરણતાં અને તેઓને સુખી થતાં જોવાનો લાભ મળી શકશે.

કડવા કોમના કેળવાયલા આગેવાનોએ પણ આ ફેરફારના લાભો લોકોને સમજાવવા જોઇએ છીએ અને તેનો અમલ બરાબર રીતે થાય તેવો બંદોબસ્ત કરવો જોઇએ છીએ.

એક બીજો ખબરપત્રી જણાવે છે, કે કડવા કણબીની જ્ઞાતીમાં બે જુદા પક્ષ પડવાથી બંને પક્ષવાળાઓ તરફથી લગ્નની તારીખ જુદી બહાર પાડવામાં આવી છે. શેઠ બેહેચરદાસ લશકરીવાળા પક્ષે તા૦ ૧૦ મીએ વરઘોડો કાઢી લગ્નની તારીખ જાહેર કરી હતી જ્યારે બીજા પક્ષ તરફથી તા૦ ૧૪ મીએ વરઘોડો કાઢવામાં આવનાર હતો. તે દીવસે સુલેહનો ભંગ થવાની ધાસ્તી રખાતી હોવાથી બંને પક્ષ તરફના આગેવાનો, શેઠ બેહેચરદાસ લશકરીના પક્ષવાળા પટેલ કેશવલાલ છકડસી, જગજીવનદાસ અમથાદાસ, જુગલદાસ દોલતરામ, કાલાશેઠ લલ્લુભાઇ તથા ચતુરભાઇ રાધાભાઇ, સામાપક્ષના પટેલ ચુનીલાલ ચીમનલાલ, ભગુભાઇ ત્રીભોવન, ચંદુલાલ માધવલાલ, માણેકલાલ ચીમનલાલ તથા ડાહ્યાભાઇ મુળચંદ એ દરેક જણાના સીટી મેજીસ્ટ્રેટે ગઇ તા૦ ૧૪ મીએ સુલેહ સાચવવા માટે રૂ. ૫૦૦ ના જામીન તથા તેટલીજ રકમના હાથમુચકકા લીધા હતા.

---

## નં. ૧૫

આ લેખ ( કડવા કણબીઓનાં લગ્ન ) ગુજરાતી પંચના તા. ૨૦ મી ફેબ્રુઆરી ૧૯૦૦ ના અંકમાં અગ્ર લેખ તરીકે છપાયો હતો.

# કડવા કણબીઓનાં લગ્ન.

## પાંચ વર્ષની માંડવરાતની થયલી ઉત્તમ યોજના.

## કેળવાયલા લોકોનું કર્ત્તવ્ય.

નાનપણમાં, છેક નાનપણમાં, મહિના મહિનાનાં, વર્ષ બે વર્ષનાં બાળકો પરણાવવાથી આ દેશની કડવા કોમને જે વિવિધ પ્રકારનાં સંકટો, વિવિધ પ્રકારનાં નુકશાન વેઠવાં પડે છે તે દૂર કરવા માટે તે કોમના કેટલાક આગેવાનોએ ૯ અને ૧૧ વર્ષે લગ્નનું મુહૂર્ત કાઢવાને બદલે પાંચે વર્ષે લગ્ન કરવાની છૂટ રહે એવો જે ડહાપણ ભરેલો રસ્તો કાઢયો છે તે માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે.

નવ અગર અગીઆર વર્ષે લગ્ન કરવાથી પરિણામ એ આવતું કે કડવા કણબી લોકોને પોતાનાં તમામ બાળકોને એક માસથી માંડી ૧૧-૧૨ વર્ષનાં પોતાનાં બાળકોને ખુશી અગર નાખુશીથી પરણાવી દેવાં પડતાં. અત્યાર સુધી રિવાજ એવો હતો કે નવ અગર અગીઆર વર્ષે કડવા કોમ તરફથી તેમનાં દેવી ઊંઝાનાં શ્રી ઉમીયા માતાની આજ્ઞા સાથે લગ્નની બે તારીખો કાઢવામાં આવતી. એક લગ્નનું મુહૂર્ત અને બીજું માંડવરાતનું મુહુર્ત લગ્નના મુહુર્ત અને માંડવરાતના મહુરત વચ્ચે કેટલુંક અંતર રાખવામાં આવતું એટલે જે બાળક લગનને દિવસે કોઇ અડચણથી ન પરણી શકે તે તે પછી બીજે દિવસે આવતાં માંડવરાતના મહુરતે પરણે. નાનાં નાનાં બધાંજ છોકરાંને ધાવતાં અને રીંખતાં છોકરાંને બચ્ચાંઓને તેમની અણસમજમાં પરણાવવાનો રિવાજ બંધ પાડવાના શુભ હેતુથી આ સાલ લગ્નનું મહુરત ચૈત્ર વદ ૧૦ નું કાઢવામાં આવ્યું છે અને માંડવરાતનું લગ્ન તેજ અરસામાં

નહિ રાખતાં પાંચે વર્ષે એટલે સંવત ૧૯૭૧ ની સાલમાં રાખવામાં આવ્યું છે.

આ યોજના બ્રિટીશ હદમાં તેમજ ગાયકવાડી હદમાં રહેલી તમામ કડવા કણબી કોમની વસ્તીને હિતકારક છે. કડવા કણબી કોમમાં બાળલગ્ન કરવાનો રિવાજ ચાલુ થયો છે તે ૯ અને ૧૧ વર્ષની લગ્નની પદ્ધતિ રાખવાથીજ થયો છે અને તે અટકાવવાને માટે જે બંદોબસ્ત કડી પ્રાન્તના સુબા રા. બ. ખાસેરાવ જાદવની સમક્ષ, કોમના આગેવાનો રૂબરૂ કરવામાં આવ્યો છે તે સમસ્ત કડવા કણબી કોમે વધાવી લેવો જોઇએ છીએ.

એમ કહેવામાં આવે છે કે કડવા કણબી કોમને બાળલગ્નથી નુકશાન નથી કારણકે તે કોમમાં પુનર્વિવાહનો બંદોબસ્ત છે અને તે કોમનો મોટો ભાગ કન્યાઓને સાસરે મોડી વળાવે છે. કડવા કોમમાં પુનર્લગ્નની યોજના હોવાથી બાળલગ્ન કરનારને કન્યા અગર વર મરી જતાં ફરીથી લગ્ન કરવાનો રસ્તો રહે છે, મોડી કન્યા વળાવવાથી સ્ત્રી પુરૂષને ઓછું નુકશાન થાય છે તે વાત ખરી છે પરંતુ બાળલગ્નથી બીજાં પણ કેટલાંક નુકસાન થાય છે તે અટકતાં નથી.

બાળલગ્ન કરવાથી વરકન્યાના ગુણ દોષ વરકન્યા પોતે અગર તેમનાં માબાપ જોઇ શકતાં નથી. આપણે કાંઇ ઢોર ખરીદવા જઇએ છીએ તો પણ આપણે તેને તેના ગુણદોષ તપાસી તપાસીને લઇએ છીએ અને આપણાં સંતાનની આખી જીંદગીનું સુખ જેમાં રહેલું છે તેવી લગ્નની બાબતમાં વર અગર કન્યાની પસંદગી કરવા માટે બિલકુલ લક્ષ આપતા નથી એ બહુ દિલગીરી ભરેલું છે. નાનપણમાં લગ્ન કરવાથી, તેમાંએ છેક નાનાં બાળકો પરણે તેથી બીજું એક નુકશાન આ છે કે બાળક પાંચ વર્ષનું થાય ત્યાં

સુધી એને અનેક જાતના, અછબડા, ઓરી, બળિયા વગેરે, વ્યાધિ થાય છે, લગ્ન થયા પછી આવા કોઈ વ્યાધિ અગર અકસ્માતથી તે ખોડીલું થાય છે તો મોટપણે વરકન્યા વચ્ચે-સ્ત્રી પુરૂષ વચ્ચે અણગનાવ રહે છે અને આખર ખાન ભુગડાંની તકરાર, છૂટાછેડા અને બીજા ભવાડા થવાનો સંભવ રહે છે. પાંચ વર્ષની અંદર બાળકોનાં મરણ પણ વધારે થાય છે. બાળક પાંચ વર્ષનું થાય ત્યાં સુધી તેને મરણનો ભય વધારે છે. આથી જો વરકન્યામાંથી એકાદનું મરણ થાય છે તો પ્રથમના લગ્નનું ખર્ચ બાતલ જાય છે અને કડવા કણબી જેવી સામાન્ય રીતે ગરીબ કોમના લોકોને તેમના સંતાનના બીજા લગ્નના ખર્ચમાં ઉતરવું પડે છે. નાનપણમાં છોકરાં પરણાવવામાં માબાપ પોતાના લ્હાવાનો વિચાર રાખે છે તેટલો છોકરાંના સુખનો રાખતા નથી. લગ્ન એ વર અગર કન્યાને તેની જીંદગીમાં મોટામાં મોટો આનંદ હોવો જોઇએ. અહિંયાં તો છોકરાં લગ્ન એટલે શું તે બિલકુલ સમજતાં નથી. તે બિચારાંને લગ્નનો ખરો આનંદ મળીજ શકતો નથી. પોતાના નીચ લ્હાવાને માટે માબાપ છોકરાનાં બાળલગ્ન કરી તેમની ભવિષ્યની જીંદગી બગાડે છે. આ સઘળું અટકાવવાનો રસ્તો એજ છે કે ટુંકી મુદતે લગ્ન કાઢવાની શ્રી ઉમીયાદેવીની આજ્ઞા માગવી અને તે પ્રમાણે તે કોમના કેટલાક આગેવાનોએ કર્યું છે તે વખાણવાજોગ છે.

ગાયકવાડી હદમાં રહેતા કડવા કણબીઓ ઉપર આ કાયદાની કેવી અસર થશે તે વિષે અત્રે કાંઇક કહેવું જરૂરનું છે. ના. ગાયકવાડ સરકારે બાળલગ્ન અટકાવવા માટે જે કાયદો કર્યો છે તેમાં કડવા કોમ અગર મુદતે લગ્ન કરતી હરકોઇ કોમ માટે એક છૂટ રાખવામાં આવી છે અને તે એ છે કે આવતે લગ્ને એટલે ૬ કે

૧૧ વર્ષે અગર પાંચ વર્ષે જ્યારે લગ્ન આવે ત્યારે વર કે કન્યામાંથી એકની પણ ઉમ્મર ૧૬ અગર ૧૨ ઉપરાંત થઇ જતી હોય તો તે વરકન્યા પરણી શકે એટલે તે ધારા મુજબ ૧૧ વર્ષની લગ્નની મુદત લઇએ તો પૂરા એક વર્ષની કન્યા અને પાંચ પૂરાં વર્ષનો છોકરો પરણી શકે. એટલે એ રીતે તો ના. ગાયકવાડના કાયદાથી પણ બાળલગ્ન તો ખરી રીતે અટકી શકે નહિ. પાંચ વર્ષની માંડવરાત રહે, પાંચ વર્ષની મુદતે લગ્ન થાય તો તે કાયદા મુજબ પુરાં ૭ વર્ષનીજ કન્યા અને પૂરાં ૧૧ વર્ષનોજ છોકરો પરણી શકે. તેથી નાના બાળક પરણી શકે નહિ અને પરણે તો સો રૂપિયા સુધી દંડ થાય. પાંચ વર્ષની મુદતથી કેટલીક રીતે બાળ લગ્નનો ખરાબ રિવાજ અટકી શકે છે અને અગીઆર તથા સાત વર્ષની ઉમ્મરથી પણ મોટા વરકન્યા પરણવાની સરલતા વધે છે. પાંચ વર્ષે લગ્ન કરવાથી એક બીજો પણ લાભ છે. જે કડવા કણબીઓમાં સાટા નથી હોતાં તેઓમાં, લગ્નમાં કન્યા કુંવારી ન રહે એ કારણથી વરની કિંમત વધે છે અને તેથી વરવિક્રય થવાના સંભવ ઉભા થાય છે. આ અટકાવવા માટે પણ પાંચ વર્ષની માંડવરાત અગર પાંચ વર્ષે લગ્ન કરવાનો માર્ગ ઉત્તમ છે.

ના. ગાયકવાડના એક ઉચ્ચ પંક્તિના અમલદાર કડી પ્રાંતના સુબાએ હાજર રહી, આવતા ચૈત્ર વદ ૧૦ ના લગ્ન અને પાંચ વર્ષની માંડવરાતની યોજનાને સંમતિ આપી છે તો અમે ધારીએ છીએ કે તે રાજ્યના મુખી મતાદાર પટેલો આ બંદોબસ્ત પાળે તે માટે યોગ્ય ગોઠવણ થશે અને તે પાળે તેમાંજ કામનું હિત રહેલું છે. આ શિવાય ગાયકવાડી રાજ્ય માટે બાળલગ્નના કાયદામાં જે છૂટ ઉપર દર્શાવ્યા પ્રમાણે મુકવામાં આવી છે તેથી

વધારે છુટ આપવી ના. વડોદરા સરકારે સૌને ના પાડી છે.

બ્રિટિશ હદના પણ સુજ્ઞ લોકો માંડવરાતવાળી વ્યવસ્થાને આનન્દ સાથે વધાવી લેશે કારણકે જે લોકો ઉચ્ચ કેળવણી પામતાં બાળલગ્નનાં નુકશાન સારી પેઠે સમજે છે તેઓને પાંચ વર્ષે લગ્ન આવવાથી પોતાનાં સંતાનને મોટી ઉમ્મરે પરણતાં અને તેઓને સુખી થતાં જોવાનો લાભ મળી શકશે.

કડવા કોમના કેળવાયલા આગેવાનોએ પણ આ ફેરફારના લાભ લોકોને સમજાવવા જોઇએ છીએ અને તેનો અમલ બરાબર રીતે થાય તેવો બંદોબસ્ત કરવો જોઇએ છીએ.

---

નં. ૧૬

આ લેખ ( કડવા પાટીદારોનાં લગ્ન અને કહેવાતા પટેલો ને બે બોલ ) તા. ૨૦ મી ફેબ્રુઆરી ૧૯૧૦ ના અંકમાં ચર્ચાપત્ર તરીકે છપાયો હતો.

## કડવા પાટીદારોનાં લગ્ન

અને

## ન્યાતના કહેવાતા પટેલોને બે બોલ.

### શેઠ બહેચરદાસ લશ્કરીના કુટુમ્બને ધન્યવાદ.

"ગુજરાતી પંચ" ના મહેરબાન એડીટર સાહેબ. નીચેનો લેખ આપના માનવંત પત્રમાં પ્રસિદ્ધ કરી મને આભારી કરશો.

જ્ઞાતિબન્ધુઓ,

આપણી જ્ઞાતિમાં લગ્નની બે તારીખો બહાર પડી છે અને તેથી એટલી ગરબડ થઇ પડી છે અને એટલો તો અસાધ્ય થયો

રહ્યો છે કે તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. તેમાં ખરી તારીખ કઇ અને ખોટી તારીખ કઇ તેની કાંઇ સમજ પડતી નથી. અને કોઇ આ તારીખ ખરી કહે છે અને કોઇ તે તારીખ ખરી કહે છે.

## બાળલગ્ન અને તેથી થતી ખરાબી.

જે જ્ઞાતિમાં બબે મહિનાનાં બાળકોને પરણાવવામાં આવતાં હશે, અને જે જ્ઞાતિમાં એક પુરૂષને સાત સાત સ્ત્રીઓ થતી હશે તે જ્ઞાતિ કેટલી અધમ દશામાં સડતી હશે તેનો ખ્યાલ કરવો મુશ્કેલ નથી. બે મહિનાનો છોકરો પરણ્યા વગર રહી જાય તો આગરૂ જાય આવા વિચાર જ્યાં થતા હોય ત્યાં જ્ઞાતિની ઉન્નતિની આશા રાખવી કેવળ ફોકટ છે. જ્ઞાતિબંધુઓ, આવી કમબખ્તીમાં આવી પડેલી જ્ઞાતિ તે આપણીજ છે. બાપના કૂવામાં ડૂબી મરવું અને તે ખરૂં હોય કે ખોટું તે જાણ્યા વગર તેને વળગીજ રહેવું એવા વિચાર આપણીજ જ્ઞાતિમાં થાય છે અને તેથીજ આપણી ઉત્તરોત્તર અધમ દશા થતી જાય છે. આવો કાંઇક ખ્યાલ મહારાજા શ્રીમંત ગાયકવાડ સરકારને આવવાથી તેમને બાળલગ્ન અટકાવવાનો કાયદો ઘડયો છે. બાળલગ્ન અટકાવવાની ફરજ કાયદાથી પડી એ શું આપણી ઓછી અજ્ઞાનતા સૂચવે છે?

આપણાં લગ્ન તૂટી ન જાય અને બાળલગ્ન કરવાની આપણને ફરજ પડે એવો રસ્તો પાંચ વરસની માંડવરાત કરવાથી થયો હોય એમ લાગે છે; અને ખરેખર તે રસ્તો સમજુ માણસને ઘણોજ ઉત્તમ છે એમ લાગ્યા વગર રહેશે નહિ એમ હું ધારૂં છું. અને તે માટે રિવાજ દાખલ કરનારનો લાખોવાર ધન્યવાદ ઘટે છે.

આપણાં ફળદેવી આપણને બાળલગ્ન કરવાની ફરજ પાડે અને આપણે અધમ દશામાં જઇએ એમાં તે રાજી હોય એમ કોણ

મારી શંક એમ છે ? એનો માત્ર તે કહેનારની અજ્ઞાનતાજ સૂચવે છે. બાળલગ્નથી આપણી પાયમાલી થાય છે એમ જ્યારે આપણા જ્ઞાતિબન્ધુઓ સમજતા થશે અને પોતેજ તેને ટેકો નહિ આપે ત્યારેજ ખરેખર આપણી ઉન્નતિ થશે એમ હું ધારૂં છું.

## પટેલ કોને કહી શકાય ?

જ્ઞાતિબન્ધુઓ, આ એક સવાલ છે. પોતાની જ્ઞાતિને કઇ કઇ મુશ્કેલીઓ નડે છે, તેમની શી શી ફરિઆદો છે તેનો કાંઇક ખ્યાલ પટેલને હોવો જોઇએ, અને તેનો ઉપાય તેઓએ કરવો જોઇએ ત્યારે શું આમાંનું કાંઇ પણ આપણા કહેવાતા પટેલોને છે ?

એક જ્ઞાતિનો માણસ પોતાનું ગુજરાન ચલાવવાને અશક્ત હોય તેવાઓને પાંચ પાંચ બાયડીઓ થાય છે એ શું ઓછો જુલમ છે ? છોકરીઓના માબાપોને પરણાવ્યા પછી કેવી મુશ્કેલીઓ નડે છે, તેને વળાવવાનું મુહુરત આપતા વખતે વરના માબાપ કેટલા બધા પૈસા પડાવે છે, અને ઘર વેચી છોકરીના માબાપ ને પુરૂં કરે છે તેમ છતાં તે છોકરીને ત્રીજે દિવસે ઘર બહાર કાઢી મુકે છે અને ખોરાકી માટે કોરટના દ્વાર જવું પડે અને બીજી બાયડી કરે છે એ શું ઓછો જુલમ છે ? અને તે કાળ બાળલગ્નનું છે. બાળલગ્ન જેવા ક્રુર રીવાજ આપણી જ્ઞાતિમાં ઘર કરી બેઠો છે તેને માટે કાંઇ ખ્યાલ છે ?

આ બધા રિવાજો કાંઇ બંદોબસ્ત પટેલ તરફથી થયેલો સાંભળ્યો છે ? શાનો થાય ? પોતેજ તેમાં સામેલ હોય તો પછી તે જ્ઞાતિમાંથી કેમ દૂર કરી શકે ? જ્ઞાતિનું ગમે તેમ થાઓ પણ અમે તો જ્ઞાતિના પટેલ છીએ એમ જ્યાં હોય તો પછી શું કહેવું !

## પટેલ કોણ.

પટેલ તથા શેઠ તેજ કે જે પોતાની જ્ઞાતિનું ભલું કરી શકે અને પોતાની જ્ઞાતિના સુખને માટે પ્રયાસો કરે છે. લાખો રૂપિઆ વરા—યાતો પાછળ ખર્ચાય છે તે બંધ કરી તે પૈસા કેળવણી માર્ગે વપરાવે છે તેનેજ પટેલ તથા શેઠ કહી શકાય. પોતે "પટેલ છીએ બાળલગ્ન અટકાવવાના છીએ, પટેલ છીએ" એમ કહેવા કરતાં જ્ઞાતિજ પોતાને પટેલ કહે ત્યારે ખરા પટેલ તથા શેઠ કહી શકાય. જાણીને દિલગીર છીએ કે આપણા કહેવાતા પટેલોમાં તથા શેઠોમાં પણ કેળવાયલા પુરૂષો સામેલ છે છતાં જ્યારે તેઓજ જ્ઞાતિને આડે અવળે રસ્તે દોરે છે તો પછી આનાથી વધારે ઘોરકર્મ બીજું શું હોય? પણ તેમણે હવે જાણવું જોઇએ કે આપણી ન્યાત અંધારામાંથી ધીરે ધીરે અજવાળામાં આવતી જાય છે અને ખરૂં શું છે અને ખોટું શું છે તે સમજવા શક્તિ ધરાવતી જાય છે.

આશા રાખું છું કે આપણા કહેવાતા પટેલો તથા શેઠો આવો મમત મૂકી દઇ જ્ઞાતિને ખરે રસ્તે દોરશે, અને જેમ બને તેમ કલહ ઓછો કરશે.

છેવટે બાળલગ્ન અટકાવનાર શ્રીમંત ગાયકવાડ સરકારને અને તેમનેજ પગલે ચાલનાર પાંચ વરસની માંડવરાત કરનાર મરહુમ શેઠ બહેચરદાસવાળાઓને ધન્યવાદ આપું છું અને આપણા જ્ઞાતિબંધુઓ તેમનું અનુકરણ કરશે અને તેમાંજ આપણું ભલું થશે એમ હું ધારૂં છું.

પરમકૃપાળુ પરમેશ્વરને ખરા અંતઃકરણથી પ્રાર્થના કરૂં છું કે અમારા જ્ઞાતિબંધુઓનું ભલું કરે અને તેઓને ખરૂં શું છે અને ખોટું શું છે તે સમજવાની શક્તિ આપે!!! અસ્તુ!

અમદાવાદ ) લી.
તા. ૧૪–૨–૧૯૧૦ ) જ્ઞાતિનું ભલું ઇચ્છનાર.

## નં. ૧૭

આ લેખ (કડવા પાટીદાર જ્ઞાતિનાં લગ્નનો સવાલ. શ્રીમાન પાટડી દરબાર સાહેબ પાસે ન્યાય મેળવવા ગયેલા બંને પક્ષો) સાંજવર્તમાનના તા. ૨૩ મી ફેબરવારી ૧૯૧ ના તેમજ મુંબાઇ સમાચારના તેજ તારીખના અંકમાં છપાયો હતો.

# કડવા પાટીદાર જ્ઞાતીના હીતાર્થે શ્રીમાન પાટડી દરબાર સાહેબને નમ્ર અરજ.

સાંભળવા મુજબ બંને પક્ષના લગનીઆઓ આપ નામદાર પાસે ન્યાય મેળવવા આવેલા છે આપ ન્યાયી છો ને સાથે જ્ઞાની દીનને ચાહો છો જેથી મારી નમ્ર અરજ ઉપર ધ્યાન આપશો.

હાલમાં ચાલતાં લગ્નથી અનેક ગરીબોના બાળકો અને બાળકીઓ કુંવારા રહી જાય છે, અનેક કજોડા બને છે, જીંદગી દુઃખમય ગુજારે છે, અને કજોડાં થવાથી છુટા છેડા રૂપી અધમ કર્મની વૃદ્ધિ દીન પ્રતી દીન થતી જાય છે. કેવળ જુના રીવાજનાંજ નહીં પરંતુ ને સાથે કેટલાક સ્વાર્થીઓ કે જેને આવા લાંબી મુદતનાં ચાલતા લગ્નના રીવાજથી લાભ છે, તેઓ પણ સુધારાને બીલકુલ ચહાતા નથી તે પ્રત્યે મારી નમ્ર યાચના છે કે મહાદેવીનું માન પુરેપુરૂં જળવાય અને આપનો ન્યાય સર્વ માન્ય થઇ સમસ્ત કોમનું હીત થાય તેવો ન્યાય આપશો.

દસ વર્ષની મુદતનાં લગ્નમાં પાંચ વર્ષની ૧ અથવા તો ત્રણ ત્રણ વર્ષની ૨ માંડવરાત થાય તો જરૂર આપ સમસ્ત કોમનો મહાન આશીર્વાદ પ્રાપ્ત કરશો અને મહાદેવીનું માન પણ જળવાશે પરંતુ જો ન્યાયમાં ચાલતી રૂઢીને કાયમ ઠરાવશો તો ભવિષ્યમાં

મહાદેવી માનભંગ થઈ આપના ન્યાય ઉપર લગ્નના સુધારકોને કટાક્ષ કરવા વખત મળશે.

આર્યવર્તની દરેક કોમ પોતાની ઉન્નતી કરવા માટે જાગૃત થઇ છે, જ્યારે આપણી જ્ઞાતીમાં પણ બેચાર વર્ષથી બાળલગ્ન ઇત્યાદી રાક્ષસી રીવાજોને નષ્ટ કરવા સુધારકો ઉત્પન્ન થયા છે અને જ્ઞાતી લાભાર્થ અનેક પ્રયાસ કર્યે જાય છે. સુધારકોનો પ્રયાસ પોતાના અંગીત લાભનો નથી. પરંતુ સમસ્ત કોમને ઉચ્ચ દશાએ પહોંચાડવાનોજ છે. સુધારકોના આ ઉત્તમ પ્રયાસને ઉત્તેજન આપવું એ આપ નામદારની ખાસ ફરજ છે, એમ હું ધારૂં છું. જ્ઞાતીના જુના વીચારનાં વૃદ્ધ પુરૂષો માત્ર વ્હેમ, અજ્ઞાનતા, અને પ્રપંચી નામધારી આગેવાનોના ભ્હેકાવાથી કદાચ આપના ન્યાય તરફ અભાવ બતાવશે પરંતુ આપ નામદારે ન્યાય આપવામાં કોઈ પણ પ્રકારની ખોટી નીંદા અથવા પક્ષપાતને આધીન થવાનું નથી. કારણ કે રાજર્ષી ભર્તૃહરીએ નીતીશાસ્ત્રમાં કહ્યું છે જે ન્યાયી વીર પુરૂષો ઉપર અનેક જુઠાં કલંક મુક્યો ઇ. પડે છે છતાં પણ ન્યાયના માર્ગથી વીમુખ થતા નથી, આપ નામદાર જ્ઞાતીનાં ભુષણ તરીકે એક શ્રેષ્ઠ પુરૂષ છો અને સ્વજ્ઞાતીના રાજ્યકર્તા—અમારા મહારાજા છો, જેથી ખાત્રી છે કે આપ “નીન્દન્તુ નીતી નીપુણા ઇ૦ ” શ્લોક પ્રમાણે ધીર પુરૂષ બની ખરા ન્યાયી બનશો અને કોમની ભવીષ્યની સંતતીના અઇશ્વરી આશીર્વાદ મેળવશો.

આપણી કોમ દેશને એક અત્યંત ઉપયોગી છે અને તેજ કોમ આજે લાંબી મુદતનાં બાર વર્ષી ફરજીઆત—બાળલગ્ન રૂપી કુધારાને લીધે અજ્ઞાન-મુર્ખ બનીને નેચી કનીષ્ટ દશા તરફ દીર્ઘદષ્ટી ફેરવશો

તો વીદીત થશે કે લાંબી મુદતના લગ્નથી કોમને કેટલી હાની છે! ફક્ત બાર વર્ષની લાંબી મુદતેજ લગ્ન આવવાનો ભય હોવાથી બાળકોને ઉતાવળે ઉતાવળે કુંવારા રહી જવાની બીકે વગર રીચારે પરણાવી દેવામાં આવે છે અને તેનાં પરીણામે મોટી ઉમરે સેંકડો બાળાઓ તેમના માતપીતાની મુર્ખતાને લીધે વીધવા બને છે અને આખરે નાત્રા રૂપી દુષ્ટ રીવાજને ઉતેજન મળે છે, તદ ઉપરાંત કજોડા ઉભા થઇ સંસારના નીયમોનું ઉલંઘન થાય છે અને શરૂપરી કર્મ રીરૂધના ધીકકારવા લાયક કામીણુ બનાવો બને છે એવા સવ પરીણામો આપ નામદારથી અજ્ઞાત તો નહીં હોય.

આપ નામદાર તરફ બન્ને પક્ષના આગેવાનો ન્યાય મેળવવા આવ્યા છે અને આપની પાસેથી ખરો ન્યાય મળશે એવી સર્વને આશા છે. રાજ્યકારોબારના બોજા સાથે સ્વજ્ઞાતીના હીતાર્થે તરફ આપે જે વૃત્તિ દોરાવી છે જેથી સુધારકોના નીસ્વાર્થ પ્રયાસને મહાન આશ્રય મળશે એવી અભીલાષા છે. જ્ઞાતી સુધારાનાં એક અગત્યનાં સવાલને આપે હાથ ધર્યો છે અને તેથી ખાત્રી છે કે આપનાથી બનતી કોશીશે, અને નીડરતાથી કોમને કેટલાક જુના રીવાજનાં કુધારામાંથી મુક્ત કરશો. અગાઉ જણાવ્યા પ્રમાણે દશ વરસની ૧ અથવા ત્રણ ત્રણ વરસની ૨ માંડવરાતમાંથી કોઇ પણ નીયમને અમલમાં મુકશો તો ઉછરતા બાળકોને તેમનાં ભવીષ્યના હીતને ઉત્તમ લાભ દાયક થઇ પડશે કે જે મુદતથી બાળકોના બ્રહ્મચર્યવ્રત ઉપર લગ્નની વીષયી છાપ પડતી અટકે. આવા સુધારાથી આપણી જ્ઞાતીમાં નવીન પ્રકાશ થઇ અમ- રહેશે.

છેવટે આપ નામદારને મારી વીનયપુર્વક અરજ છે કે [illegible] રીતે વૃક્ષની વૃદ્ધી થવાને સુર્યના કીરણોનું પોષણ મળે [illegible] [illegible]

રીતે આપ નામદારનું નામ "સુર્યમલજી" હોઈ થોડા સમયથી જ્ઞાતીમાં સુધારારૂપી વરૂક્ષના જે અંકુરો ફુટ્યા છે તે અંકુરોને આપના ઔષધરૂપી ન્યાયના પ્રકાશીત કીરણોદ્વારા પોષણ આપશો અને દીન પ્રતીદીન સુધારાને આગળ વધારવા નીડર બની આગેવાની લેશો. જેથી કડવા જ્ઞાતીના ઈતીહાસમાં આપ નામદારનું "સુર્ય" નામ સુર્યની પેઠે ઝગઝગતુ રહેશે અને સમસ્ત કોમ આપનો મહાન ઉપકાર માનશે અસ્તુ !

લી૦ આપનો સેવક.

**જ્ઞાતીહીતચીંતક.**

---

## નં. ૧૮

કડવા પાટીદારનાં લગ્ન એ નામનું ચર્ચાપત્ર તા. ૨૭ મી ફેબ્રુઆરી ૧૯૧૦ ના ગુજરાતી પંચમાં છપાયું હતું.

## કડવા પાટીદારનાં લગ્ન.

**મહેરબાન "ગુજરાતી પંચ" ના અધિપતિ**
**સાહેબ—અમદાવાદ.**

આ સાથેનો લેખ આપના બહોળો ફેલાવો પામેલા પત્રમાં પ્રસિદ્ધ કરી મને અને કડવા પાટીદાર કોમને આભારી કરશો એવી આશા છે.

કડવા પાટીદારનાં લગ્ન આ વર્ષે થશે કે નહીં ? આ સવાલ બે ત્રણ અઠવાડીઆં ઉપર ખુદ તેજ જ્ઞાતિમાં તેમજ ઇતર જ્ઞાતિમાં પુછાતો હતો. ત્યાર પછી તરતજ અચાનક લગ્ન નીકળી ગયાં એમ બુમો પડી રહી અને તે ગપ સત્યરૂપમાં પણ આવી ગઇ. તેને

આજ બેએક અઠવાડીઆં વહી ગયાં પણ લગ્ન વરઓળામાં પડયું છે તે હજુ થાળે પડયું નથી.

બેચરદાસ લશ્કરીવાળાએ ખુદ માતાના સ્થાનમાંથી ગાયકવાડી અમલદારોની સમક્ષ લગ્ન કહાડી લાવી અમદાવાદમાં ગઇ સુદ એકમે વધાવ્યાં. બીજો પક્ષ—સામો પક્ષ—આઢીઆઓના પક્ષ તરફથી પણ લગ્ન કહાડવાની જુદી પેરવી થઇ. તેઓને ગાયકવાડી અમલદારો તરફથી માતાના દેવળમાં લગ્ન કહાડવા નિમિત્તે પેસવા દેવામાં આવ્યા નહીં, ત્યારે કાળેશ્વર મહાદેવમાંથી—ઉમિયા માતાના અસલ—જુના સ્થાનકમાંથી—લગ્ન કહાડી લાવી અમદાવાદમાં જાહેર કરીને પછી વસંતપંચમીએ વધાવ્યાં.

પહેલા પક્ષે લગ્ન દીવસ ચાલતી સાલના ચૈત્ર વદી ૧૦ નો ઠરાવી માંડવરાની સંવત ૧૯૭૧ ના વૈશાખ સુદી ૧ ની ઠરાવી છે. ત્યારે બીજા પક્ષે લગ્નતિથી વૈશાખ સુદી ૧ ની ઠરાવી ને દસ દીવસ પછી એટલે તેજ મહીનાની શુદ ૧૧ ની માંડવરાત્રી ઠરાવી છે વિશેષમાં બેચરદાસના પક્ષને ગાયકવાડી અમલદાર—કડી પ્રાંતના સુબા સાહેબે માતામાંથીજ લગ્ન કહાડવાના ચાલતા આવેલા રીવાજને અનુસરી લગ્ન કહાડવા બાબતનું સર્ટીફીકેટ આપ્યું છે. ત્યારે બીજા પક્ષને—આઢીઆવાળા પક્ષને ઉંઝા ગામના આગેવાન (?) મુખી પટેલ સામળદાસ બાજીદાસની સહાનુભૂતિ છે.

કડવાનાં લગ્ન થશે કે નહીં એ સવાલ જે અઠવાડીઆમાં થતો હતો તે વખતે લગ્ન કહાડવાનો હક પ્રતિપાદન કરતાં હેન્ડ-બીલો—જાહેર ખબરો એક એકથી ઉલટી પ્રકટ થઇ હતી. ઉંઝાના મોતીલાલ આદિ ઇસાત પાટીના ૨૪૩ માણસોએ સહી કરી જાહેર

ખબર છપાવી હતી કે કડવા પાટીદાર કોમનાં લગ્ન માતામાંથી કઢાડી, દેશદેશાવર લગ્નપત્રિકાઓ મોકલવાનો હક તેમનોજ છે, અને બેચરદાસવાળા અમારામાંના કેટલાકને ભોળવી તે હક લખાવી લેઇ લગ્ન કઢાડવાની પેરવી કરે છે તે ખોટી છે. ( યાદ રાખવું કે આ ૨૪૩ સહીઓમાં ફક્ત ૩૬ જણુજ ભણેલા હતા. ) બીજી એક જાહેર ખબરમાં ઝાંપડાની પોળના પટેલ પ્રાણજીવન ડાહ્યાભાઇએ લખ્યું હતું કે બેચરદાસ ન્યાતના પટેલ નથી. તેમ તેમને લગ્ન કઢાડવાનો હક પણ નથી. તે હક ઉંઝાના પાટીદારોનો છે અને લગ્નનો પડો અમદાવાદમાં લાવી અમારે ત્યાંથી દેશદેશાવરમાં લગ્નપત્રીકાઓ મોકલવાનો અમારો હક છે. ત્રીજી જાહેર ખબરમાં પા. મનસુખરામ પ્રેમજીએ જાહેર કર્યું હતું કે વસ્તા ચેલજીના વંશમાં હું હોવાથી તે હક મારો અને બેચરદાસવાળાનો છે માટે અમે જે લગ્ન કઢાડીએ તેજ ખરાં માનવાં જોઇએ.

આવી ઉલટાસુલટી જાહેર ખબરો છપાઇ પ્રસિદ્ધ થયા છતાં લગ્ન બન્ને પક્ષ તરફથી જાહેર થયાં છે.

આ વખતે બે લગ્ન નીકળવાનું કારણ શું ? માતાએ બે લગ્ન આપવાની શું કૃપાજ કરી છે ? અસ્તુ. આ વખતે માતાજીએ બે લગ્ન આપ્યાં છે તો આશા રહે છે કે હવે ત્રણ, ચાર, પાંચ, અને ઉત્તરોત્તર માગીએ એટલાં લગ્ન આપવાની માતાજી કૃપા કરશેજ.

ત્રણ ચાર વિવાહથી—આશરે ત્રીસ ચાળીસ વર્ષથી બેચરદાસવાળા માતામાંથી લગ્ન કઢાડી લાવીને અસારવામાં વધાવે છે અને તે સર્વ માન્ય થયાં છે. તો આ વખતેજ બીજા પક્ષવાળાને નોખાં લગ્ન કઢાડવાની જરૂર શું પડી ? જો તેમનો હક ઝુંટાનો હતો તો ગયા

ત્રણ ચાર વિવાહમાં લશ્કરીવાળાનાં કહાડેલાં લગ્ન માન્ય, શા માટે કર્યાં ? તેજ વખતે તે અમાન્ય કરીને પોતાનાં જુદા લગ્ન કેમ ના કાઢયાં ? બેચરદાસવાળાઓએ તેઓનો હક લેઇ લીધો હોય તો દીવાનીમાં દાવો કરી પોતાનો હક શા માટે સાબીત કરી ન્યાય મેળવ્યો નહીં ? પોતાના હાથમાંજ કાયદો લેઈ જુદાં લગ્ન કહાડી કડવા કોમ આજદીન સુધી એકજ અલધાર ન્યાત કહેવાતી હતી તેમાં વિક્ષેપ પાડી ન્યાતનાં તડ—તફા—જુદી ન્યાતો કરવાની આ પેરવી નથી થઇ શું ? તેમ થવાથી ન્યાતની ઉન્નતિ થવાની બીજા પક્ષે કેટલી આશા રાખી છે ?

ગયા ત્રણ ચાર વિવાહમાં બેચરદાસવાળા લગ્ન કહાડતા હતા, ત્યારે ઉંઝાના સમસ્ત પાટીદારો—મુખ્યત્વે કરીને આગેવાન—અગ્રેસર પટેલ શામળદાસ બાજીદાસે સંમતિ આપી નહોતી ? આજ વખતે ફક્ત આજ વર્ષે તેઓ જુદા કેમ પડયા ? અને બીજા પક્ષમાં કેમ ભળ્યા ? તેનો ખુલાસો મેળવવાની જરૂર નથી શું ?

શું પટેલ સામળદાસ બાજીદાસને પોતાની નજરમાં આવે ત્યારે એક પક્ષમાંથી બીજા પક્ષમાં જવાનો હક માતાજીએ આપ્યો છે ? યા સમગ્ર ન્યાતે તાંબાના પત્રાપર તેમને લેખ લખી આપ્યો છે ?

અત્યાર સુધી કડવા કોમમાં દસ વર્ષે એકજ લગ્ન થતાં હતાં અને તે લગ્ન માતાજી આપે છે એવી માન્યતા હતી. હવે જ્યારે બે લગ્ન નીકળ્યાં છે અને તે બેઉ લગ્ન મનાશે તો ન્યાતની એકત્રતા તુટશે એટલુંજ નહીં પણ માતાની આમન્યા જેવું કાંઇ રહેશે નહીં, જોવાશે. તે કોઇ પણ કડવો જેને માતાજીપર આસ્થા છે તે પસંદ કરશે નહીં. તે પરથી એમ અનુમાનપર આવશે કે અત્યાર સુધી માતાજી લગ્ન આપે છે એ કેવળ અંધશ્રદ્ધાજ હતી; અને કેટલાક સ્વાર્થપ-

રાયણ પુરૂષો પોતાનો સ્વાર્થ સાધવા માટેજ અજ્ઞાન પ્રજાને અવળે ઉંધે માર્ગે દોરવતા હતા. માતાજી લગ્ન આપે છે એ માન્યતા તુટવાથી વખતના વહેવા સાથે છુટાં લગ્ન થશે એથી જુના વિચારના પુરૂષો શું રાજી થશે ?

કડવા પાટીદારોમાં દસ વર્ષે એકજ લગ્ન કરવાનો રીવાજ છે તેનો ઉદ્દેશ શું ? કેટલાક કહે છે કે આપણી જ્ઞાતિ ખેડુત પ્રજા છે, તેથી તેમને છુટાં લગ્ન કરવાથી વિશેષ ખરચ થાય પણ એકજ લગ્ન કરવાથી ખર્ચ ઓછું થાય છે વળી એમ કહેવાય છે કે એકજ લગ્ન હોવાથી ગરીબનાં છોકરા પરણી શકે છે, નહીં તો તે બીચારાં કુંવારાં રહી જાય છે. આ દલીલો વિચારવંત પુરૂષોને પાયા વિનાની જણાય છે. કડવા કોમની વસ્તી આખા હીંદુસ્તાનમાં આશરે ૧૪ લાખની છે ત્યારે હીંદુસ્તાનમાં હીંદુ ખેડુત પ્રજા કુલ આશરે તેત્રીસ કરોડની છે. ત્યારે તેમાંના ફક્ત ૧૪ લાખનેજ વધારે ખર્ચ થવાની અને કુંવારા રહી જવાની દલીલ કેમ ટકી શકે વારૂ ? વળી ખર્ચમાં ઉગારો થતો હોય તો મરણ પાછળમાં જમણો તેઓ છુટાં કેમ કરે છે ? તે પણ એકજ દીને અને દસ વર્ષના આંતરે કેમ કરતા નથી ?

દશ વર્ષે લગ્ન કરવાની એક રૂઢી પડી ગઇ છે અને તેથી ઘણી હાની થએલી પ્રત્યક્ષ જણાય છે છતાં સ્વાર્થપરાયણ-સ્વાર્થ સાધુએ તે રૂઢી બદલવાના પ્રયત્નમાં આડા આવે છે તેઓ ન્યાતનું અહિત કરનારાજ ગણાશે.

દસ વર્ષેજ એકજ વખત લગ્ન કરવાના રીવાજેજ બાળલગ્ન ચાળીસ દીવસનાં ધાવણાં બાળકોનાં લગ્ન કરવાની ફરજ પાડી છે. તેવાં બાળલગ્ન થવાથી રાંડવા અને છેડાછુટકાના અધમ રિવાજને

પોષણ મળ્યું છે. સુધરેલી પ્રજામાં તે રીવાજે આપણને હલકા પાડયા છે. આપણે ઉત્તમ ખેતી કરવાવાળા હાલમાં ક્ષુદ્રમાં ગણાવા લાગ્યા છીએ. એ શું આપણને માનપ્રદ છે? હજુ પણ એ રૂઢીને આપણે બદલવી નથી જોઇતી? દસ વર્ષ કરતાં થોડા વખતને અંતરે આપણાં લગ્ન થતાં હોય તો ચાળીસ દીવસનાં હીંચતા છોકરાંને પરણાવવાની જરૂર પડે નહીં એ દેખીતુંજ છે.

ગાયકવાડી રાજ્યમાં બાળલગ્ન પ્રતિબંધ કાયદો ચાલુ થયો છે, ત્યાં ગાયકવાડી પ્રજાને દસ વર્ષના એક લગ્નથી કાંતો સરકારનો કાયદો તોડવાની અગર ઉમીયા માતાની આમન્યા લોપવાની જરૂર પડશે. તેથી કરીને ગાયકવાડી અમલદારોએ બેચરદાસવાળાને—જેમણે પાંચ વર્ષે માંડવરાત રાખીને દસ વર્ષમાં બે લગ્ન કરવાની સોઇ કરી આપી છે તેમને—સહાય આપી કડવા કોમપર એક ઉપકાર કીધો છે.

ગયા ડીસેમ્બર માસમાં વિરમગામ કડવા પાટીદાર શુભેચ્છક સમાજની બેઠકમાં એક ઠરાવ કરી, આપણા લગ્ન કહાડવાનો વચલો રસ્તો લેવા સારૂ (નામદાર પાટડી દરબારશ્રીની સહાયતા લેઇ) એક કમીટી નીમી હતી તે કમીટી મળીને કાંઇ પણ કામ કરે તે પહેલાંજ બેચરદાસવાળાએ લગ્ન કહાડવાની ઉતાવળ કરી છે છતાં પણ પાંચ વર્ષ પછી માંડવ રાત્રી આપી છે એટલું પણ સુધારાના પક્ષે આવકારદાયક હોવાથી માનનીય છે. બીજા પક્ષનાં લગ્ન છેક જુની પદ્ધતિની રીતિયે હોવાથી—જે રીતિયે આપણે અધમાવસ્થામાં મુકાયા છીએ તેનેજ વળગી રહીને હજુ પણ અધમ દશાના ઉંડા કુવામાં ઉંડા ઉતરવાનું પસંદ નહીં કરતા હોવાથી—ત્યાજ્ય છે—અમાનનીય છે.

વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવા છતાં કુલીનતા વંશપરંપરા ચાલતી માનવાવાળા અજ્ઞાન મનુષ્યો બીજા પક્ષને—આડીયાવાળા

પક્ષને-અનુસારે એ સ્વભાવિક છે. આવા અજ્ઞાનોને જ્ઞાન આપી ખરા રૂપમાં વસ્તુસ્થિતિ સમજાવી તેમના અજ્ઞાન તિમિરને સુર્યનો પ્રકાશ આપી અધમાવસ્થામાંથી તારણ કરવું એ સમજુ અને જ્ઞાનવાનોનો ધર્મ છે. એક કરતાં વધારે કન્યાઓ લાવી કન્યાના બાપને કનડી હરકે અને ટરકે પોતાની મરજી માફક કરકરીઆવર મેળવીને પોતાનો નિર્વાહ ચલાવવો, અજ્ઞાન માબાપો પોતાની અજ્ઞાનતાથી સારાસારનો વિચાર નહી કરી શકવાથી, દીપકના સ્નેહે જેમ પુદાં ઝંપલાવે છે તેમ ઝંપલાવી પોતાની દીકરીઓ આપે તેમને રોટલા માટે રખડાવી ઘરની બહાર બેસારવી, તેમને મારઝુડ, હેરાન કરી છેડાછુટકો આપવાને પણ પૈસા પડાવવા એ શું કુળવાનોનાં લક્ષણ છે ? માનીએ કે કુળવાનો સઘળાજ એમ કરતા નથી પણ ત્યારે શું આવો અનર્થ કરવાવાળાને સજ્જન કુળવાનોએ કદી પણ રોકયા છે ? આવા સેંકડો દાખલાઓ હરહંમેશ જોવામાં-જાણવામાં આવે છે તેનો કાંઇ બંદોબસ્ત થયો જણાયો નથી તે શું તેમની કુલીનતા બતાવે છે ? એજ કુળવાનોએ અજ્ઞાન ગામડીઆઓની અજ્ઞાનતાનો લાભ લેઇને બબે ત્રણ ત્રણ બહેરીઓ પોતાને માટે કરી ગામડીઆઓને કુંવારા રહેવાનો વખત આવતાં ગામડીઆઓની આંખો ઉઘડતી ગઇ તેમ તેમ પોતાનામાં ગોળ બાંધતા ગયા અને તેને સખતાઇથી અમલમાં મુકવા લાગ્યા. માટે ગોળ કરાવીને ન્યાતો ટુંકી કરવાનો દોષ પણ તેઓનેજ શીર છે.

આવતા શનીવારે જ્ઞાતિશીરોમણી નામદાર પાટડી દરબાર સાહેબને ત્યાં બંને પક્ષના સંભાવિત ગૃહસ્થો એકઠા થવાના છે. આશા રાખવામાં આવે છે કે નામદાર દરબાર સાહેબ નિષ્પક્ષપાતથી શુદ્ધ ન્યાય કરી કડવા પાટીદાર કોમ જે હાલના સમયે અત્ર-

નતિમાં આવી પડી છે તેમાંથી ઉગારી-ઉદ્ધારવાનો પ્રયત્ન જે સુધા-રકો કરી રહ્યા છે તેમને સહાય થશે. જાણવા પ્રમાણે જ્ઞાતિ સુધારા વાસ્તે દરબાર સાહેબે હજારો રૂપીયાના ભોગે પ્રયત્ન કીધો હતો તેમાં જાણવા જેવી સફળતા મળી નહોતી તે સફળતા વરસોના વહેવા સાથે કાળના ચક્રમાં ફરીને અધિકાર પરત્વે મેળવવા ભાગ્યશાળી થશે એમ અમે અંતઃકરણ પૂર્વક ઇચ્છીએ છીએ.

સાબરમતી તા. ૨૫-૨-૧૯૧૦

લી. સ્વજ્ઞાતિ સેવક.

---

નં. ૧૯

આઠીયા પક્ષના શેઠોની જીત-નામદાર પાટડી દરબારશ્રીએ વધાવેલા લગ્નીયા-નામની હસ્તપત્રિકા છુટી વેંચાઇ હતી.

॥ श्री उमीयाजी माताजीनो जय ॥

## નામદાર પાટડી દરબારશ્રીએ વધાવેલા લગનીઆ.

## આઠીઆ પક્ષના શેઠોની જીત.

અને

## બેચરદાસ લશ્કરીવાળા પક્ષની નીવડેલી નીષ્ફળતા.

સમસ્ત કડવા પાટીદાર જ્ઞાતિ બંધુઓને વિનંતી સાથે જણા-વવાનું કે આપણી જ્ઞાતિનાં લગ્ન સબંધી નામદાર પાટડી દરબાર-શ્રીએ તા. ૩-૩-૧૦ ગુરૂવારના રોજ સવારના કલાક ૭ અને પાંચ મીનીટે પોતાના દરબારમાં વધાવેલી લગ્નની શુભ તીથીઓ નીચે મુજબ છે.

કામા ગણેશ તથા ચાક વધાવવાનું મુહુર્ત સંવત ૧૯૬૬ ના ચૈત્ર વદ ૭ રવીવાર.

માંડવો તથા ઝંવરા વાવવાનું મુહુર્ત સંવત ૧૯૬૬ ના ચૈત્ર વદ ૯ મંગળવાર.

મોટા ગણેશ તથા માણેકથંભ, ધરોપુજન તથા ગૃહશાંતીનું મુહુર્ત સંવત ૧૯૬૬ ના ચૈત્ર વદી ૧૩ શનીવાર.

મોટું લગ્ન વરકન્યા પરણવાનું મુહુર્ત સંવત ૧૯૬૬ ના વૈશાખ સુદી ૧ સોમવાર.

માંડવરાતનું મુહુર્ત સંવત ૧૯૬૬ ના વૈશાખ સુદી ૧૧ ગુરૂવાર.

એ રીતે ઉપર મુજબ લગ્ન કરવાની શુભ તીથીઓ નામદાર પાટડી દરબારશ્રીએ પોતાના દરબારમાં વધાવી લીધા બાદ પાટડી ની આપણી સમગ્ર જ્ઞાતિએ એકી અવાજે દરબારમાં જઈને લગ્નની ઉપર જણાવ્યા મુજબની તીથિઓ વધાવી લીધી છે છતાં પણ "**મીયાં પડયા પણ તંગડી ઉંચી**" એ કહેવત મુજબ પટેલ એચરદાસ અંબાઇદાસવાળા પક્ષની બહાર પાડેલી લગ્નની તીથીઓ નામદાર પાટડીશ્રીએ નહીં વધાવ્યા છતાં તા. ૩-૩-૧૯૧૦ ના રોજ પટેલ કેશવલાલ છકડશીએ નામદાર દરબારશ્રીએ બંને પક્ષનાં લગ્ન વધાવી લીધાં છે તેવી ખબર બહાર પાડેલ છે. તે તદન ખોટી અને બીનપાયાદાર છે તે માટેની કોઇને પણ ખાત્રી કરવી હોય તો પાટડી જઇ નામદાર પાટડી દરબારશ્રીને પૂછવાથી ખાત્રી થશે.

આજ તા. ૪-૩-૧૯૧૦

પ્રસિદ્ધ કરનાર.

**પા. ચુનીલાલ ચમનલાલ સહી દા. પોતે.**

**પા. ભગુભાઇ તરભોવનદાસ સહી દા. પોતે.**

અમદાવાદના કડવા પાટીદાર જ્ઞાતિના પટેલો.

નં. ૨૦

કડવા પાટીદારોની નાતના પટેલોને વિનંતી—એ નામની હસ્ત પત્રિકા છુટી વેંચાઈ હતી.

## કડવા પાટીદારોની નાતના પટેલોને વિનંતિ.

આ વરસે બે લગ્ન નીકળ્યાં છે. એક ચઈત્ર વદ ૧૦ નાં ઉમીયા માતાજીના મંદીરમાં ગાયકવાડ સરકારની રજાથી અને સર સુબા સાહેબની રૂબરૂમાં ધરમની ક્રીઆ કરી કાઢયા છે તેમાં પાંચ વરસની માંડવરાત રાખી છે. અને તે લગ્ન દૈવી લગન એટલે ખર લગન છે. બીજા વૈશાખ સુદ ૧ મંગળવારનાં કાળેશ્વર મહાદેવમ બેગા થઇ કાઢયા છે અને તે લગન કાળ લગન એટલે ખોટા છે.

વઇશાખ સુદ ૧ ના લગન પાટડી દરબાર સાહેબે એટલા માટે વધાવી લીધા છે કે તેઓ સાહેબની બેનો અને દીકરીઓ તે લગનવાળાના પક્ષમાં આપેલી છે જેથી તેઓએ ના ઇલાજે તે લગ્ન વધાવી લીધા છે પણ ખરી રીતે જોતાં તે ખરાં નથી અને ભવીષ્યમાં કડવા પાટીદારોને કાળ સમાન થઇ પડશે. કારણ કે:—

એક નાસ્તીક માતાજીને માનતો નથી તેણે પ્રથમ સુધારાવાળાને ઉશ્કેરી છુટા લગન કરી નાખવા મેહેનત કરી હતી, પણ છુટા લગન થઇ જવાથી આખી નાતની ખરાબી થશે અને ગરીબો દુખ થશે એમ સમજી સુધારાવાળાએ તેનું માન્યું નહીં અને સુધારાવાળા પાંચ વરસની માંડવરાત રાખવાના ઠરાવ ઉપર આવ્યા તેથી તે નાસ્તીકનું મન માન્યું નહીં જેથી તેણે બીજા પક્ષવાળાને સમજાવી લગન કાઢવા સમજાવ્યા પણ સરકારે તેઓને માતાના મંદીરમાં પેસવા દીધા નહીં તેથી પેલાએ તેઓને સમજાવી કાળેશ્વર

મહાદેવમાં લગન કઢાવ્યા. આમ કરવામાં તેનો હેતુ એવો છે કે જો લોકો કાળેશ્વરમાંથી નીકળેલા કાળ લગન કરે તો પછી પાછળ થી લોકોને સમજાવવા કે તમે દેવીના મંદીરમાંથી નીકળેલા લગ્ન કર્યા નથી અને એમ કહી દેવીનું માનભંગ કરાવી પછી છુટા લગ્ન કરાવવા લોકોને ઉશ્કેરવા. ભાઇઓ ચેતજો. જો તમે માતાજીના પુત્ર હો અને અસલથી માતાજીના મંદીરમાંથી નીકળેલા લગન કરતા આવ્યા છો તે પરમાણે કરવા ચાહતા હો તો વઇશાક સુદ ૧ ના લગન કરશો નહીં અને જો તે કરશો તો તમે માતાજીના ગુનેગાર થશો માટે ચઇત્ર વદ ૧૦ ના ખરા લગ્ન કરવા જેથી માતાજી પ્રસન્ન થશે.

કેટલાક ગામોમાં બે પક્ષ પડી ગયા છે માટે દરેક ગામના પટેલોને મારી અરજ છે કે જો કોઇ રીતે સમજુતી ન થાય તો પછી દરેક ગામના લોકો એક સંપ થઈ માતાજીની એક સોનાની મુરતી બનાવી આઠ બ્રાહ્મણોને બોલાવી ગરહ શાંતીનો માતાજીની મુરતી સામે યજ્ઞ કરાવી બે સારા વીદ્વાન જોશી પાસે કડવાકણબીની **મીથુન રાસી** ઉપર મુરત જોવરાવી પંચાંગમાં લગનના મુરતનાં દીવસો આપેલા છે તેમાંનો જે દીવસ **મીથુન રાસીને** બેસતો આવે તે દીવશે લગન આ વરસમાં કરી લેવાં. આવતે વરસે માતાજી આપણા દરબાર સાહેબને સાહ્ય થઇ નાતનાં દરેક ગામના પટેલોને એકઠા કરી ફરીથી લગનનો રીવાજ અસલ મુજબ એક સરખી રીતે ચલાવવા કાયદો ઘડાવશે. આ વરસે તો ટુંકી મુદત હોવાથી અને બંને પક્ષે દરબાર સાહેબનું માન રાખ્યું નહીં જેથી કાંઇ થઇ શકયું નથી. માતાજી પોતાના બાળકોનું ભલું કરશે પણ કોઈ કાળેશ્વરના મંદીરમાંથી નીકળેલા કણબીઓના કાળ સમાન લગનમાં કોઈના

બાળકો ફસાઈ ન જાય તેની સંભાળ રાખવા મેં આ અરજ પટેલોને કરી છે અને પટેલો પોતાની નાતના સારાની ખાતર સલાહ સંપથી કામ લેશે તો નાતનું તેમજ પોતાનું ભલું થશે અને માતાજીનું માન જળવાશે. ભાઇઓ દીકરી રંડાશે તો બીજું ઘર માંડશે પણ દીકરો મરશે તેનો તો દીકરો અને વંશ બંને જશે માટે દીકરાના માબાપો એ પોતાના બાળકોને આજ લગનમાં ફસાવવા નહીં એ મારી વીનંતી છે.

લી. મહાદેવી ઉમિયાજીનો ભક્ત.

---

નં. ૨૧

જોતીષને આધારે કડવા કણબીઓને અગત્યની ખબર એ નામની હસ્ત પત્રિકા છુટી વેંચાઈ હતી.

## જોતીષને આધારે.

### કડવા કણબીઓઓને અગત્યની ખબર.

આ વર્ષે તમારા લગ્ન બે પક્ષે કાઢયા છે. એક પક્ષે ગાયકવાડ સરકારની રજા લઇ અમલદારોની રૂબરૂમાં ચઇત્ર વદ ૧૦ ના કાઢયા છે અને તે ઉમીયા માતાજીના દેવળમાંથી કાઢયા છે. જ્યારે બીજા પક્ષે વઇશાક સુદ ૧ નાં પોતાના ઘર મેળે ઘરમાં બેસી કાઢયાં છે તેઓને સુબા સાહેબે માતાજીના મંદીરમાં પણ પેસવા દીધા નથી એકજ દીવસે બધા બાળકોના ગ્રહ મળતા આવે નહીં તેટલા માટે એક મહીના સુધી માતાજીના દેવળમાં અનુષ્ઠાન બેસારી ગ્રહશાંતી કરી લગ્ન કાઢવામાં આવતા હતા તે પ્રમાણે આ વખતે કાંઇ પણ થયું નથી જેથી દરેક બાળકો ઉપર ગ્રહનો દોષ રહી જવાનો ભય છે અને તેથી કેટલાક બાળકો મૃત્યુ પામે અથવા તો જીંદગી સુધી

દુખ ભોગવે માટે સમજુ માબાપોએ જોષી લોકોને પુછી પોતાના પુત્ર અને વહુના મુરત જોવરાવી ચઇતર અને વઇશાક એ મહીનામાં જે સારૂં મુરત આવે તે દીવસે લગ્ન કરવા જોઇએ અથવા તો પોતાના ગામમાં નાતનું બંધાવેલ દેવસ્થાન હોય તેમાં ચાર બ્રાહ્મણો પાસે અનુષ્ઠાન કરાવી જોષીને પુછી કડવા કણબીની મીથુનરાશી ઉપર મુરત જોવરાવી એકજ દીવસ નક્કી કરી લગ્ન કરવા જોઇએ. વઇશાક સુદ ૧ થી સુદ ૭ સુધીમાં એક પણ લગ્નનું મુરત છે નહીં તેમ ચઇત્ર વદ ૧૦ નું પણ લગ્નનું મુરત નથી માટે જે તમે તમારા બાળકોનું ભલું ચાહતા હોય તો સારૂં મુરત જોઇ લગ્ન કરો અથવા આખી ગામની નાત મળી અનુષ્ઠાન બેસારી એક દીવસનું મુરત નક્કી કરો તમારૂં ઇશ્વર ભલું કરે એ અમારો આશીર્વાદ છે.

સંવત ૧૯૬૦ નું વરસ નબળું છે માટે લગ્નનો ખરચ સંભાળીને કરવો.

**પંડીત કાન્તાપ્રસાદ જોતીષાચાર્ય બનારસ વાસી.**
**પંડીત નેમચંદ્રજી જોતીષ શાસ્ત્રી કાશ્મીરી**

ના આશીર્વાદ.

જે કોઇ આ બીના છપાવી વહેંચશે તે પોતાના ભાઇઓનું ભલું કરશે અને દેવી તેના ઉપર પ્રસન્ન થશે.

જે કોઇ આ બીના વાંચી બીજાને વંચાવશે નહીં તે દેવીનો ગુનેગાર છે અને તેને મહાદેવીની આણ છે.

વાંચો વંચાવો અને પોતાના જાતભાઇઓનું ભલું કરો.

બુરૂં કરનારનું બુરૂં થશે.

અને આખરે નાતનું બુરૂં કરનાર નરકમાં જશે.

---

નં. ૨૨

કડવા કણબીઓમાં સુધારો એ નામનું ચર્ચાપત્ર મુંબાઇ સમાચારના તા. ૪ થી માર્ચ ૧૯૧૦ અંકમાં છપાયું હતું.

## કડવા કણબીઓમાં સુધારો.

**વીરમગામ** તા. ૨ જી માર્ચ.

ઓણુસાલ કડવા પાટીદારોમાં લગ્નની વારી હતી. તેમાં લગ્ન કાઢવાના કહેવાતા હકદાર પક્ષોમાંથી એક સુધારક પક્ષે ઉમીયા માતામાંથી લગ્ન કાઢી સં. ૧૯૬૬ ના ચઇત્ર વદ ૧૦ તથા સં. ૧૯૭૧ ના બીજા વઇશાક સુદ ૧૦ એ રીતે બે તારીખો જાહેર કરી, ત્યારે બીજા પક્ષે લગ્ન કાઢી સં. ૧૯૬૬ વઇશાક સુદ ૧ તથા વઇશાક સુદ ૧૧ એમ બે તારીખો જાહેર કરી. કડવા કણબીઓમાં જુના વખતથી નવ અને અગીઆર વરસના અંતરે લગ્ન કરવાનો વારો આવે છે ત્યારેજ લગ્ન થાય છે. ઓણુસાલ નવા તથા જુના વીચારવાળાએ પોતપોતાના જુદાં લગ્ન કાઢી જાહેર કરી જ્ઞાતીમાં ભારે ખળભળાટ ઉભો કર્યો હતો. તેનો નીકાલ લાવવા બન્ને પક્ષના તથા મોટા મોટા ગામોના આગેવાનો મળી કુલ્લે ૫૦૦–૬૦૦ માણસોને આજ પાંચ છ દીવસથી નેક નામદાર દરબારશ્રી સુરયમલસિંહજી સાહેબે પોતાના ત્યાં પાટડી બોલાવ્યા હતા. ત્યાં તેમણે બને પક્ષે પોતાની વાત મુકી નહી ત્યારે તેમણે આજે તા. ૨–૩–૧૦ ના સવારમાં નવ વાગે બધા પાટીદારોને બોલાવી " સહુ સહુની મરજી આવે તેમ કરો અને તેથી જ્ઞાતીમાં કોઇ રીતે કુસંપ થાય તેવી શ્રી ઉમીયા માતા સહુને સુબુધી આપો " તેવું જાહેર કર્યું. હીંદમાં સઘળે કોમો પોતપોતામાં વીદ્યાના પ્રચારથી ઇચ્છા

યોગ્ય સુધારા કરી રહી છે તેમ આ જ્ઞાતીએ પણ હમણાં થોડા વખતથી પોતાનામાં ચાલતા કુધારાને તજી સુધારા કરવા સારો પ્રયત્ન કરવા માંડ્યો છે. લગ્ન જેવી અગતની બાબતમાં આ જ્ઞાતીમાં માત્ર ઉપર મુજબ નવ અને અગીયાર વરસે એકજ તારીખે લગ્ન કરવા રીવાજ હોવાથી અજ્ઞાન માણસો પોતાના ૪૦ દીવસ સુધીની ઉમરનાં ધાવતા બાળકોને પરણાવી દે છે, તેથી જ્ઞાતીમાં પુષ્કળ બાળલગ્નો, કજોડા, વર વધુ વચ્ચે અપ્રીતી, અણબનાવ, બે સ્ત્રીઓ કરવી. છુટાછેડા કરવા વગેરે બહુજ નઠારા રીવાજો ચાલુ છે તે આવી રીતે દરબાર સાહેબે સઉને ફાવે તેમ લગ્ન કરે એટલે ચઈતર, ૧૯૬૬ ના ચઈત્ર વદ ૧૦, વઈશાક સુદ ૧ સં. ૧૯૭૧ ના બીજા વઈશાક સુદ ૧૦ મે પરણાવે તો પણ હવે કશો બાધ નહી તેથી આશા રાખવામાં આવે છે કે હવે પાંચ પાંચ વરસની ટુંકી મુદતના લગ્ન થવાથી સમજુ માવીતરો પોતાનાં સંતાનોને બાળપણામાં નહી પરણાવી દે અને પોતાના સ્તુતીપાત્ર પગલે ચાલવા અન્ય અજ્ઞાન પાટીદારોને પણ પ્રેરશે.

લી० સેવક.

PURUSOTTAM LALLUBHAI PATIDAR.

જનરલ સેક્રેટરી, કડવા પાટીદાર શુભેચ્છક સમાજ, વીરમગામ.

---

નં. ૨૩

કડવા પાટીદાર કોમનાં લગ્ન એ નામનો અગ્ર લેખ ગુજરાતી પંચ તા. ૬ ઠી માર્ચ ૧૯૧૦ ના અંકમાં છપાયો હતો.

# કડવા પાટીદાર કોમના લગ્ન.

## સમજુ પાટીદારોને સૂચના.

## શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડને વિજ્ઞાપ્તિ

મર્હુમ શેઠ બેચરદાસ લશ્કરીવાળા તરફથી કડવા પાટીદાર કોમનાં લગ્નનાં જે મુહુર્ત તેમનાં ઇષ્ટદેવી શ્રી ઉમીયામાતાની આજ્ઞાથી, કડી પ્રાંતના સુબા રા. બ. ખાસેરાવ જાદવની સમક્ષ કાઢવામાં આવ્યાં છે તે યોગ્ય રીતે કાઢવામાં આવ્યાં છે એમ અમે કેટલાક દિવસ ઉપર સ્પષ્ટ રીતે જણાવી ગયા છીએ. ૯ અને ૧૧ વર્ષે લગ્ન કરવાથી બાળલગ્નની સંખ્યામાં વધારો થાય છે, વરવિક્રય કરનાર કહેવાતા કુળવાન્ પરન્તુ ખરી રીતે હલકા લોકોને કન્યાનાં માબાપ અને કન્યાપર જુલમ કરવાના અધમ માર્ગ મળવાની સરળતા વધે છે, બાળલગ્ન થવાથી યોગ્ય વરકન્યાની પસંદગી થઇ શકતી નથી. વરકન્યામાંથી કોઇને નાનપણમાં કાંઇ વ્યાધિ થવાથી ખોડખાંપણવાળું થાય છે તો ધણીધણીયાણીને અણબનાવ થઈ છુટા છેડા અગર ધાન લુગડાની ફરીયાદ તેમ બીજા ભવાડા થાય છે, વરકન્યા નાનપણમાં મરી જાય છે તો લગ્નનું ખર્ચ ફરી પાછું લોકોના માથા પર આવી પડે છે. આ તેમ બીજા બાળલગ્નનાં અનિષ્ટ પરિણામો અમારા એક આગળના અંકમાં અમે પદર્શિત કરી ગયા છીએ. અમને હર્ષ થાય છે કે મર્હુમ શેઠ બહેચરદાસ લશ્કરીવાળા તરફથી નીકળેલા મહુરતને સર્વ સમજુ લોકોએ વધાવી લીધાં છે. વખતના ફેરફાર છતાં, બાળલગ્નના ગેરફાયદા સમજવા છતાં, હજુ કેટલાક અર્ધદગ્ધ લોકો ૯–૧૧ વર્ષના લગ્નના રિવાજને વળગી રહેવાને જે દુરાગ્રહ લઇ બેઠા છે તે હિતકર હોય એમ અમે કોઇ

પણ રીતે માની શકતા નથી. ૯–૧૧ વર્ષનો જૂનો રિવાજ પકડી રહેવામાં તેઓ કેટલોક દેખીતો લાભ જૂએ છે પરન્તુ તેમાં પરિણામે પોતાને તેમ સમગ્ર જ્ઞાતિની આબાદીને કેટલું નુકસાન છે તે તેઓ જોઇ શકયા નથી. પાટડી દરબાર સાહેબે સઘળા અડવાડીયામાં ગામે ગામના આગેવાનોને આ મુહુર્તના સંબન્ધમાં સમાધાની પર આવવા એકઠા કર્યા હતા પરન્તુ દિલગીરીની સાથે જણાવવું પડે છે કે તેઓ પાંચ વર્ષની માંડવરાતવાળો અગત્યનો અને ઉપયોગી ફેરફાર સમસ્ત કડવા પાટીદાર કોમમાં પ્રચલિત કરવાને વિજયવાન્ થઇ શકયા નથી અને ચૈત્ર વદ ૧૦ વાળા પાંચ વર્ષની માંડવરાતવાળા અને બીજા વૈશાખ સુદ ૧ વાળા આ બન્ને લગ્નને વધાવી લેવાની તેમને ફરજ પડી છે. પરિણામ એ આવ્યું છે કે બન્ને લગ્ન કરવાની લોકોને છૂટ રહી છે. જે લોકો જાણી જોઇને બાપના કુવામાં પડવા માગે છે એમને અમે વધારે કહેવું ઇષ્ટ ગણતા નથી પરન્તુ જે લોકો બાળલગ્નના ગેરફાયદા સમજે છે તેઓ તો ચૈત્ર વદી ૧૦ નું જ લગ્ન મુહૂર્ત અને પાંચ વર્ષની માંડવરાત પાળશે એવી અમને ખાતરી છે. વડોદરા રાજ્યની કડવા પાટીદાર કોમે તો ખાસ કરીને સમજવું જોઇએ કે જ્યારે જૂના રિવાજ પ્રમાણે પણ ૨ વર્ષથી નાની કન્યા નથી પરણવાની અને તેથી નાની પરણાવવા માટે રૂ. ૧૦૦ સુધી દંડ આપવો પડશે તો બહેતર છે કે તેવી કન્યાઓ પરણાવવીજ નહિ, અને દંડ ન ભરવો પડે તે માટે તેવી તેમ છેક ૭ વર્ષ સુધીની કન્યા પરણાવવીજ નહિ; પાંચ વર્ષે જ પરણાવવી (પાંચ વર્ષની માંડવરાતના રિવાજમાં વર ૧૧ વર્ષનો હશે તો કન્યા ગમે તેવી નાની ઉમ્મરની પરણી શકશે.) આથી દંડ ભરવો નહિ પડે એટલુંજ નહિ પરન્તુ વરકન્યાનાં લગ્ન પણ સમજણી

વગે થશે, પાંચ વર્ષની મુદત પણ લાંબી નથી એટલે માબાપના લ્હાવાને માટે પણ બહુ વિલમ્બ થશે નહિ ! શ્રીમન્ત મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડ અને તેમના ઉચ્ચ પંક્તિના અમલદારોને અમે જણાવવા માગીએ છીએ કે વડોદરા રાજ્ય તરફથી જે બાળલગ્નપ્રતિબંધક કાયદો રચવામાં આવ્યો છે તે લોકોના સર્વ પ્રકારના હિતને માટે રચાવામાં આવ્યો છે અને જ્યાંરે તેજ રાજ્યના એક સુબા સમક્ષ પાંચ વર્ષની માંડવરાતનું મુહૂર્ત નીકળ્યું છે ત્યારે કડવા પાટીદાર કોમ માટેની તે કાયદાની નરમ કલમો (અમારા માનવા મુજબ) પણ સખ્તાઇથી તે લોકો પર લાગુ પડવાની લોકહિતાર્થે બહુ મોટી જરૂર છે. આ રાજ્યની કડવા પાટીદાર કોમ એટલી બધી મોટી છે કે ખાસ તેમનાં આ લગ્ન ઉપર, બાળલગ્નપ્રતિબંધક કાયદાની કડવા કોમ પર થતી અસર સંબંધે તેમ પોતાના રાજ્યમાં તો પાંચ વર્ષની મુદતવાળું મુહુર્ત જ પળાય તે માટે જાહેરનામાં દ્વારા, તેમ નાના મોટા અમલદાર, સૂબાઓ, નાયબ સુબાઓ, મુખીમતાદારો દ્વારા, બંદોબસ્ત થવો જોઇએ. લગ્ન પાસે આવ્યાં છે અને લોકોને એક નક્કી માર્ગ સૂઝે તે માટે ના. ગાયકવાડ સરકાર તરફથી ચોક્કસ સૂચનાઓ ઉપર જણાવ્યા મુજબ પોતાની કડવા પાટીદાર પ્રજાને અપાવવી જોઇએ છીએ. રાજ્ય તરફથી ઘડાયલા બાળલગ્નના કાયદાની મશ્કરી ન થાય તે માટે ના. ગાયકવાડ સરકારે પોતાના રાજ્યમાં તો પાંચ વર્ષ વાળું જ લગ્ન થાય તેવો તાબડતોબ અને તાકીદનો બંદોબસ્ત કરવો જોઇએ. આ કામમાં કડવા પાટીદાર કોમ પણ પોતાના મુખી મતાદાર પટેલોની, તેમ બીજા અધિકારીઓની મદદથી પાંચ વર્ષનો જ રિવાજ પ્રચલિત કરી, અજ્ઞાન અને રૂઢિની બેડીથી જડાયલી,

પોતાનો લાભ નહિ સમજતી, કડવા પાટીદાર કોમને મોટી ઉમ્મરે લગ્ન કરવાના માર્ગ ના. ગાયકવાડ સરકાર સુઝાડી શકશે અગર તો તે માર્ગ લેવાની કદાચ ફરજ પણ પાડી શકશે તો તે નામદારે લોકહિતનું એક ઘણુંજ ઉપયોગી અને પ્રશંસાપાત્ર પગલું ભરેલું કહેવાશે એમાં કોઇ પણ પ્રકારનો સંદેહ નથી.

---

નં. ૨૪

Marriage reform among the Kadwa Kanbis એ નામનો અંગ્રેજી અગ્ર લેખ ગુજરાતી પંચ તા. ૬ઠી માર્ચ ૧૯૧૦માં છપાયો હતો.

**Marriage Reform among the Kadwa Kunbis.**

We beg to invite the kind attention of His Highness the Maharaja Gaikwar to the correspondence published in our today's issue. His Highness has justly been acknowledged as the leader and pioneer of all practical Social Reform movements and we are sure in appealing to him, we are addressing a Ruler with large sympathies for suffering humanity and a firm resolve to do everything possible in the cause of the progress of his own people. It is a well noted fact that most of the reforms in the Hindu Society turn upon the marriage

problem. Reform the marriage system, raise the marriageable age of males and females, make the marriage dependent on the free will and intelligent consent of the parties, keep an open door for the widows who find it necessary for their happiness or maintenance to marry,–these enclose almost the whole of the Reform programme. In fact marriage is the pivot on which turns the well-being of the whole nation,–it is the center of a circle on the circumference of which are ranged all the possible land marks of social and religious progress; handle the marriage problem and you have half social reform solution in your hands, solve the marriage question and more than half your victory is already won in the arena of national life. But marriage as it obtains among the Hindus, especially the low castes, the backward community is the very bane of their life, the chief source of national deterioation and physical and moral stagnation. It is a well-known fact that the non-interference policy of the British Government has been responsible for their indifferent attitude in matters, social and

religious; but we make bold to assert that had the beneficient policy of generous hearted noblemen like Lord William Bentick been continued, we would not so easily have sentimentalists. What however, an alien Government might not venture to do, *i. e.*, interfere in matters social and religious of a subject-people it would indeed be a serious blunder in an *Indian* Ruler to abstain from doing. For the Hinau Scriptures have always recognized in the King, an emblem of Godhood and invested him with the full powers of supremacy even in matters religious. In India's history running through centuries there has been scarcely any Pope to make Kings accept punishment at the Church doors!

We have been glad therefore to find His Highness determined to do, what has raised the Japanse to their present condition of national predominauce: we mean, the regeneration of the depressed classes. His Highness' Marriage Reform Act is a good initiative, but we are afraid it scarcely goes far enough and there are certain features there particularly

that relating to the exemption to a certain extent, of the Kadwa Kunbi community—a most backward class of people, from the provisions thereof. Of course we admit, we can realize the difficulties of His Highness' Government for fear of treading on a people's traditions and superstitions, but we are sure His Highness would be the first to take action if such a course were possible in the direction of minimizing the chances of child marriages. That such a course is possible is snown by the good sense and rational spirit exibited in liberally interpreting their time-worn customs and making a bid for progress by a large and most influential section of the Community. It has the support of the liberal spirited state officials and all the educated people also. But a small and custom-ridden not to say-ignorant section wants to oppose this good move and for reasons best known to it is moving heavens and earth for carrying its point. It is a time-rooted custom among these Kunbis who have their marriage-date fixed 'only once in about a dozen years to have two dates fixed

for celebrating their marriages, which facilit es all the children, we will not say person left unmarried on the first day to be marr on the other. Now the progressive party amc these people wants the second date to be moved to *five* years after. This will be bene ting the community by preventing the mar ges of mere infants, as it will be practica bringing on a marriage-date every fifth sixth year. Thus there will be two marri seasons in every decade or dozen years, we think it would be only blind superstit or sheer obstinacy that could be opposed such a beneficial course as the one propos

We are sure the enlightened Rule Baroda State can do much in this matter timely advice and fatherly interference; His Highness would be quite justified in ing so. We trust therefore that the Maha Saheb will not allow this appeal to pass noticed. We are convinced that this is the opportunity for His Highness to initia fairly progressive reform.

નં. ૨૫

આ ઈંગ્રેજી ચર્ચાપત્ર ગુજરાતી પંચમાં તા. ૬ ઠી માર્ચ ૧૯૧૦ ના અંકમાં છપાયું હતું.

## A Suggestion to His Highness the Maharaja Saheb Gaikwar, Baroda.

To,

The Editor,

Gujarati Punch, AHMEDABAD.

Sir,

I shall very much thank you to allow me to approach His Highness the Maharaja Saheb of Baroda through the columns of your widely circulated Journal with the following request on behalf of the Kadwa Patidar community. His Highness the Mrharaja Saheb deserves universal thanks and approbation for introducing compulsory education and the Act for the prevention of child marriages throughout his territories, and consequently His Highness has earned the most envious title of the most enlightened prince of India. It is not, therefore, too much to hope that His Highness will not spare any trouble for successfully rooting

out the invidious and ruinous custom of child marriages from the Kadwa Patidar community. The child marriages prevention Act of His Highness, however, is quite unable to the task of preventing child marriages from the Kadwa Patidar community. Therefore, the most beneficient law of His Highness whose operation has been so very useful to the other communities will not be successful in leading the Kadwa Patidars in the right path.

In order that ihe child marriages prevention Act may not practically be a dead letter as far as the Patidar community is concerned, two marriage dates have been declared, each at an interval of 5 years, that is Chaitra Vadi 10th of Samvat 1966 and second Vaisakh Sudi 10th 1971. These dates have been drawn in the temple of Umia Devi in Unjha in the presence of the officers of His Highness and the District Magistrate of Kadi has testified to the authenticity of the said dates. Moreover the same dates have been accepted by the Durbar Saheb of Patri who is considered as the head of the Kadwa Patidar community.

It will be a great boon if His Highness the Maharaja Gaikwar instructs the officers of all the provinces and villages, including Mukhis and Matadars of his territories to regard only the aforesaid dates as legitimate and to advice Kadwa Patidars to accept those dates.

According to this dates, those girls who are less than 8 years of age and those boys who are less than 12 years of age cannot be allowed to be married under paragraph 5 section 8 of the Act because all of them have the chance of being married in Samvat 1971 within one year of their ataining the age of maturity as recognized by the child marriages Prevention Act. Consequently it is highly necessary that His Highness' Government should notify to the public that no permission will be granted by the Judicial Department to girls who are less than 8 years of age and to boys who are less than 12 years of age in order that ignorant people thinking that all the young children are to be permitted to be married according to the above mentioned paragraph may have their eyes opened and may not in-

cur the expense of applying to the Judicial authorities for permission to celebrate child marriages.

I am not committing a serious mistake if I may confidently assert that His Highness the Maharajah Gaikwar has the welfare of backward communities at heart. I was therefor greatly astonished that His Highness has framed the child marriages Prevention Act in such a way as to operate on all the communities except the Kadwa Patidar community. There is no reason why such a big community like that of Kadwa Patidars should be wholly excepted from the operation of such a beneficent law. But now there is no probability of the law being so amended as to have full operation on the Kadwa Patidars in the near future. However, I am not expecting too much from His Highness, when I very humbly request His Highness not to show any more indulgence to the Kadwa Patidar community than the Act can strictly provide. It will be a great boon to the Kadwa Patidar community that has remained awfully backward in education

owing to the evil custom of child marriages if His Highness does not give permission to institute the marriage of girls less than 8 years of age and boys less than 16 years of age. Expecting this will receive kind and immediate consideration at the hands of His Highness.

I am Yours faithfully
A WELL-WISHER OF KADAWA PATIDAR COMMUNITY.

---

નં. ૨૬

નામદાર મહારાજા સયાજીરાવને નમ્રતાપુર્વક વિનતી એ લેખ ગુજરાતી પંચના તા. ૬ ઠી માર્ચ ૧૯૧૦ના અંકમાં છપાયો હતો.

## શ્રીમંત મહારાજા સયાજીરાવને નમ્રતાપૂર્વક વિનંતી.

મેહેરબાન ગુજરાતી પંચના અધિપતિ.

આપના પત્રમાં નીચે પ્રમાણેની શ્રીમંત મહારાજા સાહેબ ગાયકવાડને કરવામાં આવેલી પ્રાર્થના છાપવાને કૃપા કરશો.

હિંદુસ્તાનની પછાત પડેલી કોમોને ઉન્નત બનાવવા માટે જે ભગીરથ પ્રયત્નો શ્રીમંત મહારાજા સાહેબ ગાયકવાડ અહર્નિશ કરે છે તેને માટે અંતઃકરણપૂર્વક આભાર માનવાની શરૂઆતમાં હું રજા લઉં છું. નામદાર ગાયકવાડ મહારાજા અંત્યજોની ઉન્નતિ માટે અને તેમની સ્થિતિ સુધારવા માટે ઘણોજ પ્રયત્ન કરે છે. તેથી મહારાજાને પ્રાર્થના કરવાની જરૂર પડે છે કે જેટલી કાળજી મહા-

રાજા સાહેબ અંત્યજોને માટે બતાવે છે તેટલી કાળજી કડવા પાટીદાર કોમ જે બાળલગ્નરૂપી દુષ્ટ રાક્ષસના પંજામાં સપડાઇને અંત્યજો કરતાં પણ અધમ સ્થિતિએ પહોંચી છે, તેમના તરફ પણ બતાવશે. જ્યાં સુધી કડવા પાટીદારો બાળલગ્ન કરતા અટકશે નહી ત્યાં સુધી ઘણા મોટા ખર્ચે ગાયકવાડી રાજ્યમાં દાખલ કરવામાં આવેલી ફરજીઆત કેળવણીનો લાભ પણ તેઓ લઇ શકવાના નથી. તેથી નામદાર મહારાજા સાહેબને ઘણીજ નમ્રતાપૂર્વક અરજ કરવાની કે બાળલગ્ન પ્રતિબંધક કાયદાની રૂએ કડવા પાટીદારોમાં થતાં બાળલગ્નોનો એકદમ અટકાવ કરવો. નામદાર ગાયકવાડી અમલદારોની દેખરેખ હેઠળ કડી પ્રાંતના ડીસ્ત્રીકટ મેજીસ્ટ્રેટના સર્ટીફીકેટ સાથે ૧૯૬૬ ના ચૈત્ર વદી ૧૦ ને ૧૯૭૧ ના બીજા વૈશાખ સુદી ૧૦ ને લગ્નની તારીખો તરીકે બહાર પાડવામાં આવેલી છે અને આ તારીખોને પાટડીના દરબાર સાહેબે પણ વધાવી લીધી છે તેથી કડવા કોમમાં સર્વત્ર માન્ય કરવામાં આવશે. તેથી આ તારીખોને આધારેજ બાળલગ્ન પ્રતિબંધક કાયદાના આઠમા પેરેગ્રાફની ક કલમ મુજબ પરવાનગી આપવામાં આવશે તો કડવા પાટીદાર કોમમાંથી બાળલગ્નનો સમૂળગો નાશ થઇ જશે એ નિઃસંશય છે. સદરહુ કલમ પ્રમાણે લગ્નની બીજી તારીખ આવતાં પહેલાં જે છોડી ૧૩ વર્ષથી અથવા છોકરો ૧૭ વર્ષથી વધારે થઇ જતો હોય તેટલાનેજ બાળલગ્ન કરવાની પરવાનગી આપી શકાય છે. તેથી કડવા પાટીદાર કોમમાં અત્યારે જે છોડીઓ ૮ વર્ષની અંદરની અને જે છોકરો બાર વર્ષ અંદરનો છે તે સઘળાનાં [illegible] ૧૯૭૧ ની સાલના લગ્ન વખતે થઇ શકે એમ છે કારણકે તે સઘળાની ઉમ્મર ૧૯૭૧ માં કાયદામાં ઠરાવેલી ઉમ્મર કરતાં વધુ થઇ જાય

તેમ નથી તેથી જોકે કડવા પાટીદારોમાં કાયદાની રૂએ ફક્ત ૧૨ વર્ષ ઉપરની કન્યાઓ અને ૧૬ વર્ષ ઉપરના છોકરાઓનાંજ લગ્ન કરવાં દેવાં એવું બની શકે એમ નથી તો પણ નામદાર ગાયકવાડ મહારાજાને સવિનય પ્રાર્થના કરવામાં આવે છે કે તે નામદારે આઠ વર્ષ અંદરની કન્યા અને બાર ૧૨ વર્ષ અંદરના છોકરાને બાળલગ્ન કરવાની પરવાનગી નહી આપવામાં આવે એવાં જાહેરનામાં એમના રાજ્યમાં સઘળે સ્થળે ચ્હોડાવવાં; કારણકે એમ કરવામાં ન આવે તો ઘણા અજ્ઞાન કડવા પાટીદારો દરેકે દરેક લગ્ન કરવાની પરવાનગી આપવામાં આવશે એવું ધારી પરવાનગી માટે અરજીઓ કરી નકામાં ખર્ચના બોજામાં ઉતરી ન પડે.

નામદાર ગાયકવાડ મહારાજાની જાણ બહાર નથી કે કડવા પાટીદાર કોમ બાળલગ્નના દુષ્ટ ધારાને લીધે કેળવણીમાં પછાત છે અને અજ્ઞાનાન્ધકારમાં સડે છે. તેઓને બાળલગ્ન કરતા અટકાવવાની આ દુનિયામાં ગાયકવાડ મહારાજા શિવાય કોઇ બીજા માણસમાં શક્તિ નથી. તેથી જો ફક્ત ગાયકવાડ મહારાજા સાહેબ જેવી રીતે અંત્યજોને સુધારવા ભગીરથ પ્રયાસ કરે છે તેવોજ ભગીરથ પ્રયાસ કડવા પાટીદાર કોમમાંથી બાળલગ્નનો નાશ કરવા પાછળ કરશે તો કડવા પાટીદાર કોમના દરેક સમજુ માણસ તે નામદારનો અંતઃકરણ પૂર્વક આભાર માનશે.

જેવી રીતે અફીણખાનારને ભાન નથી કે અફીણ ખાધાથી મને ઘણું નુકશાન થાય છે તેવી રીતે અજ્ઞાન કડવા પાટીદારો જેઓ બાળલગ્નના પંજામાં સપડાઈ ગયા છે તેમને પણ બાળલગ્નથી થતા અસંખ્ય કષ્ટકારક બનાવો, કજોડાં, છેડછુટકા અને નાતરાં ઇત્યાદિનું તેમને ભાન નથી. જો જાતે પરમાત્મા આવે પણ અજ્ઞાન

કડવા પાટીદાર કામને સીધે રસ્તે દોરી શકવાને સમર્થ નથી. પણ ફક્ત જ્યારે રાજ્યબળના આધારે તેમને બાળલગ્ન કરતા અટકાવવામાં આવે તોજ તેઓ સુધરી શકે એમ છે તેથી વારંવાર નામદાર ગાયકવાડ મહારાજાને પ્રાર્થના કરવામાં આવે છે કે જેટલી છુટ બાળલગ્ન પ્રતિબંધક કાયદાને આધારે મળી શકે તે કરતાં એક તસુ પણ વધારે છુટ કડવા પાટીદારોને નહી આપવા મેહેરબાની કરવી અને ગાયકવાડી રાજ્યના દરેકે દરેક પ્રાંતમાં એક સરખી રીતે પરવાનગીઓ આપી શકાય એવો ખાસ બંદોબસ્ત ન્યાય ખાતા તરફથી કરવો અને અમુક વર્ષ અંદરની કન્યા અને અમુક વર્ષ અંદરના છોકરાને બાળલગ્ન કરવાની પરવાનગી નહી આપવામાં આવે એવાં જાહેરનામાં પ્રજાની જાણ માટે કહાડવાની કૃપા કરવી. છેવટે નામદાર ગાયકવાડ મહારાજાને અંતિમ પ્રાર્થના એટલીજ છે કે કડવા પાટીદાર કોમ જેના હાથમાં તેમના રાજ્યની સઘળી ખેતી છે અને જેઓ તેમના રાજ્યના ખરેખરા સ્તંભ છે તેમના સુધારા માટે તે નામદાર હરેક પ્રકારે પ્રયાસ કરવામાં ઢીલ નહી કરે એજ.

લી. જ્ઞાતિ ભક્ત.

---

નં. ૨૭

આ નિચેનો આમ લેખ ગુજરાતી પંચના તા. ૧૩ મી માર્ચ સને ૧૯૧૦ ના અંકમાં છપાયો હતો.

## બાળલગ્ન અને કન્યાવિક્રય.

**શ્રીમન્ત શંકરાચાર્યનું કર્તવ્યઃ કડવા પાટીદાર અગર બીજી કોમનાં ધાવતાં બાળકોનાં લગ્ન કરવા બ્રાહ્મણો ન જાય તેવા બંદોબસ્તની જરૂર.**

The practice of early marriage means nothing less than the ultimate extinction of the Hindu race. If Hinduism is to be preserved— if the Hindu race is to be saved, this, together with other pernicious practices must go without delay. "

" કન્યાના સુખ દુઃખની તપાસ કર્યા વિના કૂળ માત્ર જોવું એ ઠીક નથી. અંગ્રેજ સરકારે મનુષ્ય વિક્રયનો કાયદો કર્યો છે તો હું અંગ્રેજ સરકારને પૂછુંછું કે કન્યા મનુષ્ય ખરી કે નહિ? અને તેને આ કાદો લાગુ પડે છે કે નહિ? સરકાર કાયદો લાગુ ના પાડે તો એમજ માનવું કે તેઓ કન્યાને મનુષ્ય ગણતા નથી. **શ્રીમંત શંકરાચાર્ય માધવતીર્થ.**

કન્યાવિક્રય કરનારને ત્યાં તમે બ્રાહ્મણોએ કર્માન્તર (વિધિ) કરવા જવું નહિ. **શા. બાપુજી જગન્નાથ.**

ગયું વર્ષ સિંહસ્થ હોવાના સબબથી ગુજરાતમાં અત્યંત લગ્નની મોસમ ધમધોકાર ચાલે છે. જ્યાં ત્યાં વરઘોડા જોવામાં આવે છે. આપણા ગુજરાતમાં વરઘોડાનો અર્થ કેટલીકવાર ફજેતો થાય છે. કોઇએ ચોરી કરી હોય, અગર કોઇએ મદ્યપાન કર્યું હોય; અગર

અનીતિ કરી તોફાન કર્યું હોય તો તેનો વરઘોડો થયો છે એમ કહેવાય છે. આપણા ગુજરાતમાં વડનગરા નાગરો અને ક્ષત્રીઓમાં પ્રમાણમાં વ કન્યાનાં મોટી ઉમ્મરે લગ્ન થાય છે તે શિવાય અન્ય કોમોમાં સામાન્ય રીતે ઢીંગલા ઢીંગલીનાં જેવાં લગ્ન થાય છે અને તે નિમિત્તે જે વરઘોડા નિકળે છે તે વરઘોડા ફજેતા સમાન થાય છે છોકરો પૂરો ઘોડે પણ બેશી શકતો ન હોય, જે અવસ્થામાં ઘોડે બેસતાં તેને એક માણસ પકડી રાખનાર જોઇએ તેવી અવસ્થામાં, લગ્ન શું, લગ્નની જવાબદારી શું એ બાબત બિલકુલ સમજ ન હોય તેવી અવસ્થામાં; કન્યામાં પણ સારાસાર, લગ્નની ગંભીરતા, પવીત્રતા સમજવા જેટલી બુદ્ધિ ન હોય તેવી વયે વર કન્યાનાં લગ્ન કરવાં એમાં માબાપો પોતાનો લ્હાવો સમજતાં હોય પરન્તુ તેથી કરીને તેઓ પોતાનાં બાળકોનું હિત બગાડે છે, એ જોતાં પોતાનાં બાળકોને નાનપણમાં પરણાવનાર માબાપ છોકરાંનાં હિતૈષી નહિ પરન્તુ દુસ્મન છે એમાં કોઇપણ પ્રકારનો શક નથી. હાલના લગ્ન સરામાં જ્યાં ત્યાં બાળલગ્ન જોવામાં આવે છે અને ચૈત્ર–વૈશાખમાં જ્યારે કડવા કણબીઓનાં લગ્ન થશે ત્યારે તેની પરિસીમા આવી રહેશે. બાળલગ્નથી વરકન્યાની પરીક્ષા થતી નથી, નાનપણમાં વરકન્યાના મૃત્યુથી વૈધવ્ય અગર બીજા લગ્નના ખર્ચની આપત્તિ આવી પડે છે, વહેલું લગ્ન એટલે વહેલા સંયોગ માટે પણ તૈયારીઓ થાય છે, આ સઘળાં બાળલગ્નનાં અનિષ્ટ પરિણામો કેળવાયલા સજ્જનોને હવે સમજાવવાની જરૂર નથી. મધ્યકાલમાં હિંદુસ્થાનમાં જે અંધાધુંધી ચાલતી તેને લીધે, દુષ્ટલોકો પોતાની કન્યાનાં હરણ કરી ન જાય તે સામે પ્રતિબંધ કરવા માટે; છોકરી પારકી કરી નાંખવાનો વિચાર તે વખતના લોકોએ કર્યો હોય અને તે વખત હશે ત્યાંની

અંદર છોકરીઓનાં લગ્ન કરી દેવાના શ્લોક કોઇ શાસ્ત્રમાં નંખાયા હોય એ સંભવિત છે પરન્તુ તેવી હાલ કોઇ સ્થિતિ નથી ત્યારે છોકરીઓની લગ્નની ઉમ્મર ૧૨ થી માંડી ૧૬ સુધી લઇ જવાની કાંઇપણ હરકત પ્રાચીન શાસ્ત્રો તેમ વ્યવહારની સારાસારતા જોતાં માલમ પડતી નથી. સંયોગ કાલ પહેલાંના એક બે અગર પાંચ દશ વર્ષ પહેલાં લગ્ન કરવાં, લગ્નનું તેવું જોખમ ખેડવું એ અમને તો ઇષ્ટ જણાતું નથી. નાનપણમાં લગ્ન કરવાથી ખરી રીતે હિન્દુ લોકોને શો આનંદ મળે છે એ અમે સમજી શકતા નથી. ખરી રીતે તો વહુ સંયોગને યોગ્ય થાય છે ત્યારેજ ઘેર આવે છે તો શા માટે વર કન્યાનાં લગ્ન તેઓ સંયોગને યોગ્ય થાય તે અરસામાંજ ન થવાં જોઇએ.

## કડવા પાટીદારો અને શ્રીમન્ત શંકરાચાર્ય.

કન્યાનું લગ્ન દશ વર્ષની અંદર કરી નાંખવાનો શ્રીમન્ત શંકરાચાર્યનો અભિપ્રાય હોય તો તેની અમે વિરૂદ્ધ છીએ અને તેમનો તે અભિપ્રાય દેશહિત માટે યોગ્ય હોય એમ અમે માની શકતા નથી. અમે એક બીજી બાબતમાં દ્વારકાંમઠના શ્રીમન્ત શંકરાચાર્યને એક પ્રશ્ન કરીએ છીએ કે કડવા પાટીદારો અગર બીજી કેટલીક કોમો પોતાનાં મહિના મહિનાનાં, ૪૦ દિવસનાં, ૭ ૭ મહિનાનાં બાળકો પરણાવે છે તે શાસ્ત્રાનુસાર છે? આવાં લગ્ન શ્રી ઉમીયા દેવીની અગર કોઇ અન્યની આજ્ઞા છે એમ શ્રીમન્ત શંકરાચાર્યે કોઇ શાસ્ત્રમાં જોયું છે? અને આવાં લગ્ન કરવાનું શાસ્ત્રમાં નહોય તો કોઇપણ રીતે તેનો અટકાવ કરવાની હિલચાલ કરવાની ફરજ તેમને માથે નથી? ના. અંગ્રેજ સરકારે પ્રજાના રીતરિવાજ વચ્ચે નહિ પડવાની નીતિ રાખી છે એટલે મે આના

રીતરિવાજમાં વચ્ચે પડતી નથી. વડોદરાના બુદ્ધિમાન્ અને બાહોશ નૃપતિ સર સયાજીરાવ આ બાબતમાં વચ્ચે પડયા છે અને બાળ-લગ્ન અટકાવવા તેઓએ પગલાં ભર્યાં છે. ત્યાં રાજ્ય વચ્ચે પડયું છે; તો ત્યાં તેમજ બ્રિટિશ હદમાં જ્યાં શ્રીમન્ત શંકરાચાર્યની તે-મજ અન્ય ધર્મગુરૂઓની આણ વર્તાતી હોય ત્યાં ધર્મરાજ્યે વચ્ચે આવવાની જરૂર નથી? લગ્ન કોણ કરાવે છે? બ્રાહ્મણોના ગુરૂ કોણ? શ્રીમંત શંકરાચાર્ય. શ્રીમંત શંકરાચાર્ય એમ માનતા હોય કે કડવા કણબીઓમાં ધાવતાં બાળકોનાં જે લગ્ન થાય છે તે શાસ્ત્ર વિરૂદ્ધ છે અને તેવાં લગ્ન તેમના શિષ્યો કરાવે છે તો તેમને તેવાં લગ્ન કરાવતાં અટકાવવાની તેમનામાં સત્તા નથી? અમે ધારીએ છીએ કે તેઓ પોતાના શિષ્ય બ્રાહ્મણોને કહી શકે કે કોઇ બ્રાહ્મણે ધાવતાં બાળકોનાં લગ્ન કરાવવા જવું નહિં અને તેવુ કામ જે બ્રાહ્મણ કરશે તેને બ્રાહ્મણપંક્તિમાંથી દૂર કરવામાં આવશે. વૈષ્ણવ સંપ્રદાયના તેમ બીજા સંપ્રદાય અને પંથોના સદ્ગુરૂઓ પણ આ બાબતમાં ઘણું કરી શકે એમ છે પરન્તુ ઉપર જણાવેલા રસ્તે શ્રીમંત શંકરાચાર્ય જેટલું, બ્રાહ્મણોના ગુરૂ જેટલું કરી શકે તેટલું, અન્ય કોઇ કરી શકે નહિ. અમે આણું કબુલ કરીએ છીએ કે બ્રાહ્મણોના અજ્ઞાનને લીધે અન્ય સર્વ પ્રજાની પડતી થઇ છે અને બ્રાહ્મણોને કર્તવ્યનિષ્ટ કરવાને તેમના આચાર્યશ્રી માધવતીર્થ તરફથી પ્રયાસ કરવામાં આવશે તો બ્રાહ્મણોના ઉપદેશ અને તેમના સારા દાખલાના અનુકરણથી અન્ય પ્રજાની સુધારણા થતાં વાર લાગશે નહિ

## કન્યાવિક્રય

ધાવતાં બાળકોનાં લગ્ન હિન્દુ સમાજમાંથી કહી નાખવાની શક્તિ શ્રીમંત શંકરાચાર્યમાં ઉપર દર્શાવેલી રીતિએ છે એ વિચાર

અમને ઘણા વખતપર આવ્યો હતો અને તેને કાંઇક મળતો રસ્તો કન્યાવિક્રયના સંબંધમાં રા. બાપુજીભાઇએ જે બતાવ્યોછે તેથી તે રીતિને પુષ્ટિ મળી છે. રા. બાપુજીભાઇએ જણાવ્યું છે કે “ કન્યા-વિક્રય કરનારને ત્યાં તમે બ્રાહ્મણોએ કર્માન્તર [વિધિ] કરવા જવું નહિ. ” કન્યાવિક્રયથી કન્યાદાનનાં ફળનો નાશ થાય છે. કન્યાવિક્રય કરનાર ઘણે ભાગે પોતાનોજ સ્વાર્થ જુએ છે, એટલે કન્યાવિક્રય કરનાર માતપિતા પોતાની કન્યાને તો ખાડામાંજ નાંખે છે. વરની પરીક્ષા થતી નથી, કજોડું થાય છે અગર વૃદ્ધવિવાહ થાય છે અને આ રીતે લગ્નાવસ્થામાં સ્ત્રીઓ જ્યાં નિશ્વાસ નાંખતી હોય, હિન્દુ સંસારને શ્રાપ દેતી હોય ત્યાં હિન્દુ પ્રજા સુખી ક્યાંથી હોય ? કન્યા-વિક્રય અટકાવવાના સંબંધમાં શ્રીમંત શંકરાચાર્ય ઘણું બોલ્યા છે. તેઓએ તે બાબતમાં ના. અંગ્રેજ સરકારની મદદ માગી છે. પરન્તુ આ બાબતમાં તેઓ પોતે તેમ તેમનું ધર્મ રાજ્ય પણ ઘણું કરી શકે એમ છે રા. બાપુજીભાઇએ કહ્યું છે તેમ કન્યાવિક્રય કર-નારને ત્યાં કર્માન્તર ( વિધિ ) કરવા ન જવું એવી બ્રાહ્મણોને તેઓ આજ્ઞા કરે અગર શ્રીમંત શંકરાચાર્ય કન્યાવિક્રય કરનાર તેવી વ્યક્તિ અગર જ્ઞાતિને પોતાના ધર્મ રાજ્યમાંથી દૂર કરે અગર તેને કોઈ બીજી શીક્ષા કરે તો તેઓએ હિન્દુ જનસમાજની ઉન્નતિ માટે એક ઉપયોગી પગલું ભર્યું ગણાશે.

શ્રીમન્ત શંકરાચાર્ય હિન્દુ જનસમાજના ખોટા રિવાજ દૂર કરવા માટે ઉત્સાહપૂર્વક યત્ન આ પ્રમાણે કરશે તેમ દ્વારકા મઠના અધીશ શ્રીમન્ત શંકરાચાર્ય આવવાથી ઘણું ઉત્તમ ધર્મકાર્ય કરે છે એવી ના. ગાયકવાડને પણ ખાતરી થશે અને તેવા એક મઠ-ના પોતાના રાજ્યમાં છે એમ જાણી તેઓ પોતાને કૃતકૃત્ય માનશે.

નં. ૨૮

કડવા પાટીદારનાં લગ્ન વીરમગામમાં પાંચ વર્ષની માંડવરાત વાળાં લગ્ન વધાવવામાં આવ્યા એ ખબર ગુજરાતી પંચના તા. ૧૩ મી માર્ચ ૧૯૧૦ ના અંકમાં છપાઈ હતી.

## કડવા પાટીદારોનાં લગ્ન.

## વીરમગામમાં પાંચની વર્ષની માંડવરાતવાળાં લગ્ન ધામધુમ સાથે વધાવવામાં આવ્યાં.

વીરમગામના શ્રી કડવા પાટીદાર હીતવર્ધક મંડળ તરફથી આ પાંચ વરસની માંડવ રાત્રીના બીજા લગ્નવાળાં સુધરેલી ઢબનાં અને તેની સભ્યતા માટે કડી પ્રાંતના મે. સુબા સાહેબના ખાત્રી પત્રવાળાં લગ્ન આજ રોજ તા. ૯-૩-૧૦ ના દિવસે પુર દમામથી વધાવવામાં આવ્યાં છે. વરઘોડામાં મંડળના ગામ પરગામના સર્વ સભાસદો ઉપરાંત સ્વજ્ઞાતિના તથા બ્રાહ્મણ વાણીઆ આદિ ઉચ્ચ જ્ઞાતિના ઘણા સભ્ય સદ્ગૃહસ્થો તથા રેવન્યુ, પોલીસ અને કેળવણી ખાતાના અધિકારીઓએ હાજરી આપી હતી. બેંડ, ત્રાંસાં, સરાઓના સાજ સહીત વાજતે ગાજતે લગ્નીઆને શહેરમાં વરઘોડા સાથે ફેરવી મંડળના મકાનમાં લાવી લગ્ન પત્રિકાને વીધી સહ વધાવી લીધી છે. તે વખતે મંડળના સેક્રેટરીએ, પધારેલા સદ્ગૃહસ્થોનો લીધેલી તસ્દી માટે જીગર ભર્યો આભાર માન્યો હતો અને જ્ઞાતિની "પ્રચલીત સ્થીતી" વીશે ટુંક ભાષણ કર્યું હતું. બાદ સર્વે બ્રાહ્મણને દક્ષીણા આપી ઘણાં ગોળ, પાન ગુલાબ આપી સભા વીસર્જન કરી હતી.

નં. ૨૯

નિચે આપેલું ભાષણ તા. ૧૩ માર્ચ ૧૯૧૦ ના આર્યપ્રકાશમાં છપાયું હતું.

## કડવા પાટીદાર સભામાં મી. મોહનલાલ ત્રીભુવનદાસે આપેલું ભાષણ.

પાટડી દરબાર શ્રી સુર્યમલસિંહજીના આમંત્રણને માન આપી જુદા જુદા શહેર અને ગામોમાંથી આગેવાન પટેલીયા આશરે ૩૦૦ જણ પાટડીમાં હાજર થયા હતા. દરબાર શ્રી તરફથી કુંવર સાહેબે પોતાના આમંત્રણને માન આપી આવેલા ગૃહસ્થોનો ઉપકાર માની દરેક જણને લગ્નની નીકળેલી બે તારીખોના સંબંધમાં જે કાંઇ કહેવું હોય તે સભ્યતાની હદમાં રહી કહેવા વિનવ્યું હતું. કેટલાક પટેલીયાઓએ કહ્યું બાપા અમારે તો આપણી જ્ઞાતીમાં ચાલતા આવેલા રીવાજનેજ માનવું વધારે યોગ્ય લાગે છે. પાંચ વર્ષે લગ્ન થાય એ અમારે જોઇતું નથી. સભામાં આ કથનને પુષ્ટી મલતી હોય તેમ શાન્તિ પ્રસરી રહી હતી એટલે સુરતવાળા મી. મોહનલાલ ત્રીભુવનદાસ ઉભા થઇને કહ્યું કે નેકનામદાર જ્ઞાતિભુષણ જ્ઞાતિ શિરોમણી દરબાર શ્રી સુર્યમલસિંહજી અને ભર્તૃગણ! આપ સર્વ બાળ લગ્નની તરફેણ કરતા હો એમ જણાય છે. પણ સંસારનો ઇતિહાસ ઉઠાવી જરા વાંચો. યુરોપાદિ દેશોમાં એક વખતે ગુલામગીરીનો રીવાજ પ્રચલીત હતો. ગુલામોને ગુલામગીરીમાંથી મુક્ત કરવાને પરોપકારી પુરૂષો પ્રયત્ન કરતા હતા; પરંતુ ગુલામો તો એમજ કહેતા હતા કે અમને ગુલામગીરી પસંદ છે. અમારે ગુલામગીરીમાંથી મુકત થવું નથી અને તેજ ગુલામો

સ્વતંત્ર થયા છે તેઓને પુછી જુવો કે તેઓ ગુલામગીરીમાં જવાને રાજી છે ? ઉત્તર નકારમાં મળશે. બંગાળા તરફ ધ્યાન આપો. ત્યાં બ્રાહ્મણાદિ માંસાહાર કરે છે તેઓ રૂઢીમાં રૂઢ થઇ ગયેલા હોવાથી સ્વતંત્ર મગજે એ વિષયમાં વિચાર કરી શકે એમ નથી. પણ આપ સર્વે કહી શકશો કે માંસાહાર ધર્મ વિરૂદ્ધ છે. સુરતના ઘાંચીઓ તરફ નજર નાંખો. તે લોકોમાં પોતાને ત્યાં જ્ઞાતિ જમણમાં દારૂ પાવાનો ચાલ હતો. અને તે ચાલ વિરૂદ્ધ જેઓ થયા તેઓને દંડ પણ આપવા પડયા, પણ આપ કહી શકશો કે દારૂ પીવો અને પાવો એ સારૂ છે ? જેવી રીતે આપણામાં જે જે દુષ્ટ રૂઢી દાખલ થઇ નથી તે વિષયમાં જેવી રીતે વિચાર કરી શકીયે છીએ તેવીજ રીતે આપણામાં બાળલગ્નનો દુષ્ટ રીવાજ ઘર કરી બેઠેલો હોવાને લીધે તે વિષયમાં આપણે પુરતો વિચાર કરી શકતા નથી. આપણને બાળલગ્નથી શું શું ગેરલાભ અને નુકશાન પોંહચ્યાં છે તેનું ભાન થાય એમ નથી. તેનું ભાન તો બીજીજ કોમોને થઇ શકે એમ છે. આપને એનું ભાન કરવું હોય તો બીજી જ્ઞાતિના પુરૂષો સાથે ચર્ચા કરો. હું આપ નામદાર શ્રીને વિનતી કરૂં છું કે આપ આપની લાયકાતવાળા બીજી કોમના પુરૂષો સાથે આ વિષયમાં ચર્ચા કરો. તેવી રીતે આપ સર્વે બીજી કોમના આપ આપની લાયકાતવાળા પુરૂષોની સાથે ચર્ચા કરો, એટલે આપને જણાઈ આવશે કે આ બાળલગ્નથી કેવાં માઠાં પરિણામ આવે છે આ બાળલગ્નના વિષયમાં જેમ કોઇ ચાહે તેવી રીતે દિવસોના દિવસો સુધી ચર્ચા કરવાને હું તૈયાર છું. બાળલગ્ન ધર્મથી વિરૂદ્ધ છે, સૃષ્ટિ ક્રમથી વિરૂદ્ધ છે, અન્ય કોમોના રિવાજથી વિરૂદ્ધ છે, નાની ઉમરમાં લગ્ન થતા હોવાથી ને ૧૦૦૦ માં ૪૫૦ બાળકો નાનપણમાં મરી જતાં હોવાથી

તે પાછળ કરેલો ખર્ચ નકામો જાય છે. ઓનરેબલ જસ્ટીસ ચંદાવરકર અને મહારાજા ગાયકવાડ આપ લોકો કરતાં ઓછું સમજે છે કે તેઓ બાળલગ્નને અટકાવવા પ્રયત્ન કરે છે? ખચીત યાદ રાખજો કે સમય બદલાયો છે, લોકો વિચાર કરવાને સશક્ત થયા છે. ગુલામગીરીમાં રહે એવું હવે લાગતું નથી. સુરત જીલ્લામાં કેટલાંક છુટા લગ્ન થવાનાં છે, એ બધું ધ્યાનમાં લઇને ચાલતા આવેલા રીવાજમાં જોઇતો ફેરફાર થશે તોજ આપ લોકોનું માન રહેશે.

મી. મોહનલાલનું બોલવું પુરૂં થયું એટલે કેટલાકોએ તેના ઉત્તરમાં કહ્યું કે આપણામાં જ્યારે કન્યાને વળાવીયે છીએ તેજ ખરૂં લગ્ન છે. કન્યાને મોટી ઉમરે સાસરે મોકલીયે છીએ જેથી બ્રહ્મચર્યની હાનિ થતી નથી. માટે બાળલગ્ન એ લગ્ન નથી પણ બીજી કોમોમાં જેમ સગાઈ કરી મુકે છે તેવી રીતની એ સગાઇ છે માટે ચાલતા આવેલા રીવાજમાં ફેરફાર કરવાથી જ્ઞાતિ એકતા રહેશે નહી. મી. મોહનલાલે એના ઉત્તરમાં કહ્યું કે આપણે ક્ષત્રી છીએ. આપ ક્ષત્રી છો એમ નહિ માનો તો વૈશ્ય છો એમ તો માનશોજ. વેદાદિ શાસ્ત્રો પુકારી પુકારીને કહે છે કે વૈશ્યોએ ઉપવિત ધારણ કરી બ્રહ્મચર્યાશ્રમમાં રહી વિદ્યા પ્રાપ્ત કરવી ત્યાર પછીજ લગ્ન કરવાં. બ્રહ્મચર્યાશ્રમમાં આઠ પ્રકારના મૈથુનથી વિર્ય નષ્ટ ન થાય તે માટે બચવાને કહ્યું છે. ફકત સ્ત્રી સંયોગથી બ્રહ્મચર્ય નષ્ટ થાય છે એમ નથી. સ્ત્રીઓની વાતો સાંભળવાથી સ્ત્રીની છબીઓ જોવાથી વીગેરે આઠ પ્રકારથી બ્રહ્મચર્યની હાની થાય છે. તો આપ કેવી રીતે કહી શકશો કે બાળલગ્નના કુસંસ્કાર બાળકોના હૃદયપર નથી પડતા અને વિર્યને હાની નથી થતી? આપ માતાને માનો છો પણ પીતાના વચનપર પગમુકો છો. શું કુંવર સાહેબના વચનને

માન આપશોને દરબાર શ્રીનાં વચનનું અપમાન કરશો ? આપણી ઉમીયા માતા એક સતી પતીવ્રતા સ્ત્રી છે. તેણીએ પોતાના પતીનું અપમાન થતું સહન નહિ થવાથી અગ્નીમાં હોમાઇ પ્રાણની આહુતિ આપી હતી. તે પતીવ્રતા પોતાના પતીના વચનનું અપમાન અને પોતાનું વચન માન્ય થાય એમાં રાજી હોય એમ આપ ધારી શકો છો ? કદાપી નાહી. ત્યારે શા માટે બાળલગ્નને પકડી રહ્યા છો ? આ રૂઢી આપણામાં દાખલ થઇ છે તેમાં કાંઈ ભુલ થઈ હોય એમ લાગે છે. એક ડાકટરે એક વખતે સારવાર કરનાર માણસને કહ્યું હતું કે દવા હલાવીને પાવી પણ તે માણસની ગેર સમજને લીધે દરદીને હલાવ્યો ને દવા પાઇ. દરદી તો બીચારો સ્વર્ગેજ પોંહચી ગયો (આ વખતે આખી સભામાં હસાહસ થઇ રહી હતી ) તેવીજ રીતની ભુલ થઇ હોય એમ લાગે છે. માતાનો હુકમ એવો હોવો જોઇએ કે બાર વર્ષે લગ્ન કરવાં એટલે બાર વર્ષથી નાની ઉમર તો હોવીજ નહિ જોઇએ. પણ માતાનો હુકમ બરાબર નહિ સમજવાથી આપણે બાર બાર વરસે જેટલાં બચ્ચાં કચ્ચાં હોય તે સર્વને પરણાવી દઇએ છીએ ! માટે સાહેબો ! બુદ્ધીપૂર્વક વિચારો અને યોગ્ય સુધારો કરો. જો તેમ નહિ કરવું હોય તો ખુલ્લે ખુલ્લુ કહીદો કે અમે ધર્મ શાસ્ત્રને માનતા નથી. કહીદો કે અમે પુર્ણ પુરૂષોત્તમ મહારાજા રામચંદ્રના સંતાન નથી. કહીદો કે અમે વૈશ્ય નથી પણ શુદ્ર છીએ. આ પ્રમાણે કહેવાને આપ સર્વ તૈયાર નથી, ત્યારે શા માટે યોગ્ય સુધારા કરવાને પાછા હઠો છો ? આટલું કહી પોતાનું બોલવું બંધ કરી મ૦ મોહનલાલ બેસી ગયા હતા.

નં. ૩૦

કડવા પાટીદારનાં લગ્નનાં મુહુર્ત શાસ્ત્રાનુસારે ખરાં છે કે એ ચર્ચાપત્ર તા. ૧૩ મી માર્ચ ૧૯૧૦ ના ગુજરાતી પંચમાં છપાયો હતો.

## "કડવા પાટીદારનાં લગ્નનાં મુહૂર્ત શાસ્ત્રાનુસારે ખરાં છે કે ?"

રા. રા. ગુજરાતી પંચના અધિપતી જોગ. **અમદાવાદ.**

આ નિચેનો લેખ આપના બોહોળો ફેલાવો પામેલા પત્રમાં પ્રસીદ્ધ કરવા મહેરબાની કરશોજી.

### કડવા પાટીદારનાં લગ્ન.

કડવા પાટીદારનાં લગ્ન આ વખતે થયાં તે હવે જગ જાહેર થઇ ગયું છે. એક પક્ષે ચૈત્ર વદી ૧૦ ને બીજા પક્ષે વઇશાક સુદી ૧ ની લગ્ન તીથીઓ નક્કી કરી છે. પંચાગમાં જોતાં આ બે તિથીએ લગ્ન મુહુરત જણાતાં નથી. આ વર્ષમાં ૩૯ લગ્ન મુહુરત છે પણ સદર તિથીઓએ તો નથીજ. ત્યારે અમારા આગેવાનોએ જે તીથીઓ કાઢી છે તે શા આધારે કીધી છે તે તેઓ જણાવવાની મહેરબાની કરશે ખરા કે ? શું આવી બાબતોમાં પણ કડવી કોમને અંધારામાં રાખવી છે ? શું તેમ કરવાથી અગ્રેસરોને ફાયદો છે ?

કડવા પાટીદારો હીંદુ-આર્ય ધર્મને તથા જોતિષ્યને માને છે છતાં ધર્મ અને જોતિષ્ય વિરૂદ્ધ સમસ્ત જ્ઞાતિનાં બાળકોનાં લગ્ન કરીને અવનતિના અંધારા કુવામાં હજુ પણ ઉંડા ઉતારવાનુ અમારા કુળવાનો-લગ્ન તિથી કહાડવાના હક્કવાળા અગ્રેસરો કયાં સુધી ચાલુ રાખશે ? સાબરમતી તા. ૧૧-૩-૧૯૧૦

લી. સ્વજ્ઞાતિ સેવક.

નં. ૩૧

ઉપરના ચર્ચાપત્રનો જવાબ તા. ૨૦ મી માર્ચ ૧૯૧૦ ના ગુજરાતી પંચમાં છપાયો હતો.

## મે. રા. રા. ગુજરાતી પંચના આધિપતિ સાહેબ.

**આપના પ્રસિધ્ધ પામેલા પત્રમાં નીચેનું લખાણ પ્રસિદ્ધ કરશો—**

આપના પત્રમાં ગયા રવીવારના અંકમાં એક ચર્ચાપત્રીએ કડવા પાટીદારોના લગ્ન સંબંધમાં આક્ષેપ કરેલા છે તે એ છે કે "કડવા પાટીદારોનાં બંને લગ્ન (ચૈત્ર વદી ૧૦ બુધવાર અને વૈશાખ સુદ ૧ મંગળવાર) નીં જે તીથીઓ છે તે બેઉ દીવસે લગ્ન નથી તો પછી તે બેઉ લગ્ન શા આધારથી કાઢવામાં આવ્યાં છે"? હવે આ બે લગ્નમાં કયાં લગ્ન શ્રેષ્ટ તથા શાસ્ત્રનીયમાનુસાર છે તે તો સમજુ માણસો જાણે છે: પરંતુ અમો ચર્ચાપત્રીને પુછીએ છીએ કે ચૈત્ર વદ ૧૦ના લગ્નના દીવસનો કયા શાસ્ત્રના કયા ગ્રંથના આધારે આક્ષેપ કરવામાં આવ્યો છે. તથા તેમાં કયા કયા દોષો છે તે આવતા અંકમાં મહેરબાની કરી પ્રસીદ્ધ કરસો. કે જેથી તેનો જવાબ અમો આપી શકીએ. કારણ કે આપના જણાવવા મુજબ કડવા કોમને અંધારામાં રાખી લગ્ન કરાવવા અમો અગ્રેસરોનો હેતુ નથી. તેમજ આર્યધર્મ તથા જ્યોતિષ્યને માનનારા ચર્ચાપત્રીને તેમજ સમસ્ત ગ્નતીના બાળકોનાં લગ્ન કરીને અવનતીના અંધારા કુવામાં હજુ પણ ઉંડા ઉતારવા અમારી ઇચ્છા નથી. એજ,
તા. ૧૮-૩-૧૯૧૦.

લા. કેશવલાલ છકડસી.

નં. ૩૨

આ નિચેનો લેખ ગુજરાતી પંચ તા. ૩ જી એપ્રીલ ૧૯૧૦ ના અંકમાં છપાયો હતો.

# શ્રીમંત શંકરાચાર્ય માધવાતીર્થ સ્વામી અને કડવા પાટીદારોનાં લગ્ન.

શ્રીમંત શંકરાચાર્ય તીર્થ સ્વામીએ ગઈ તા. ૨૦ મીએ અત્રે આપેલા ભાષણમાં એટલું તો જણાઈજ આવે છે કે કડવા પાટીદારની કોમમાં ધાવતાં બાળકોનાં, ઘણાં નાનાં બાળકોનાં, લગ્ન થાય છે ને શાસ્ત્રવિરૂદ્ધ છે. આ લગ્ન શાસ્ત્રવિરૂદ્ધ હોય તો પોતાનો બ્રાહ્મણ શિષ્યવર્ગ આવાં લગ્ન કરાવવા ન જાય તેવો પ્રતિબન્ધ શ્રીમંત શંકરાચાર્યે કરવો જોઈએ એમ અમે અમારા એક ગયા અંકમાં લખ્યું હતું. શ્રીમંત શંકરાચાર્ય પોતે કબુલ કરે છે કે "અમને કેટલીક સત્તા પણ છે. પણ અમારી સત્તાને માન કયાં મળે છે?" અમે ધારીએ છીએ કે શ્રીમંત શંકરાચાર્યની પોતાની બ્રાહ્મણ શિષ્યોપરની સત્તા હજુ નષ્ટ થઈ નથી. બ્રાહ્મણોએ અમુક શાસ્ત્રવિરૂદ્ધ કામ ન કરવાં એવી સ્પષ્ટ આજ્ઞા તેઓ કરે તો તેમની આજ્ઞાનું ઉલ્લંઘન થાય એમ અમે ધારતા નથી. કડવા કણબીઓનાં લગ્ન સંબન્ધમા લખાયલા અમારા લેખના પ્રત્યુત્તર રૂપે તેઓ વળી કહે છે કે "તે કોમમાં પુનર્લગ્નનો ચાલ હોવાથી કશો સવાલ રહેતો નથી." શ્રીમંત શંકરાચાર્ય જેવા એક આચાર્ય આ સંબંધમાં આવો ઉત્તર આપે એ આશ્ચર્યજનક છે. સાધારણ સમજવાળા, અલ્પ બુદ્ધિના લોકો પણ હવે સમજવા લાગ્યા છે કે પુનર્લગ્ન થઈ શકતા હોય તે કોમમાં પણ બાળલગ્નથી ઘણાં મોટાં નુકસાન થાય

છે ત્યારે તે નુકશાનનો ખ્યાલ આચાર્ય શ્રીમંત માધવાતીર્થને નથી આવ્યો એ દિલગીરી ભરેલું છે. ધાવતાં બાળકો, છેક નાની ઉમ્મરનાં છોકરાં પરણે, તેમાંથી બાળપણમાંજ વર અગર વિશેષે કરીને જો કન્યા મરણ પામે તો ફરીથી લગ્નનું ખર્ચ ઉભું થાય છે. અને આગળ કરેલું ખર્ચ બરબાદ જાય છે. બાળપણમાં ઘણી વખતે છોકરાંઓને કેટલાંક વ્યાધિથી ખોડખાંપણ આવે છે તો આગળ ઉપર વરકન્યાને અણબનાવ થાય છે, તેમ બાળવયમાં પરણાવવાથી વરકન્યાના સામાન્ય આરોગ્ય તેમ ગુણદોષની પરીક્ષા થઇ શકતી નથી. પુનર્લગ્ન કરનારી કોમને પણ આ રીતે બાળલગ્નનો રિવાજ ઓછો નુકશાનકારક નથી. લોકો ઘોડો, બળદ, ભેંશ આદિ લેવા જાય છે તોપણ ખોડખાંપણની તપાસ કરે છે. આ વર અગર કન્યામાં ખોડખાંપણ છે કે કેમ તેની પણ તપાસ થવીજ જોઇએ. પરન્તુ તેઓ બાળપણમાં પરણે તો આ તપાસ ભરોસાપાત્ર થઇ શકે નહિ. આ તેમ ઉપર જણાવેલી રીતે, બીજી રીતે પણ, પુનર્લગ્ન કરનાર અગર ન કરનાર દરેક કોમને બાળલગ્ન કોઇ પણ રીતે હિતકર નથી. એક વખતે પોતાના વ્યાખ્યાનમાં શ્રીમંત શંકરાચાર્ય કહે છે કે બાળલગ્નનો કાયદો ઘડતાં નામદાર ગાયકવાડે ધર્મગુરૂઓની સંમતિ લીધી નથી, પોતાના બીજા વ્યાખ્યાનમાં તેઓ વળી કહે છે કે બાળલગ્ન વિષે મેં જાતે ગાયકવાડને કહ્યું હતું અને તેમણે તે સંબન્ધે પ્રતિબન્ધ કર્યો છે. આ પરસ્પર વિરોધી વચનોનું રહસ્ય અમારા સુજ્ઞ વાંચકો સારી રીતે સમજી શકશે. અમે આશા રાખીએ છીએ કે શ્રીમંત શંકરાચાર્ય આ સાંસારિક અનિષ્ટની ગંભીરતા વિષે ફરી વિચાર કરશે અને આ અનિષ્ટ અટકાવવા યોગ્ય પગલાં ભરવાં ઉચિત ધારશે.

નં. ૩૩

સુરત જીલ્લાના કડવા પાટીદારોએ કાઢેલાં જુદાં લગ્ન એ નામની હસ્ત પત્રિકા છુટી વેંચાઇ હતી તથા તા. ૧૦ મી એપ્રીલ ૧૯૧૦ ના ગુજરાતી પંચમાં છપાઇ હતી.

## સુરત જીલ્લાના કડવા પાટીદાર.

ઉમીયા માતાજીની મહેરબાનીથી કડવા પાટીદારોના લગ્ન સભા વખતે તા. ૪ અપ્રેલ સને ૧૯૧૦ ને રોજ મુકરર કર્યાં તે.

## શુભ મુહુર્તની તીથીઓ નીચે મુજબ.

| | સંવત ૧૯૬૬ |
|---|---|
| ૧ શ્રી ગણેશ બેસાડવાના (કાચા ગણેશ) | વૈશાખ સુદી ૫ ને શુક્ર |
| ૨ શ્રી માંડવા મુહુર્ત ( માણેક સ્થંભ ) | વૈશાખ સુદી ૫ ને શુક્રવાર |
| ૩ શ્રી ગ્રહ શાંતિક વરનું | વૈશાખ સુદી ૭ ને રવીવાર |
| ૪ શ્રી મોટા ગણેશ તથા ઉકરડી નોતરવાનું | વૈશાખ સુદી ૭ ને રવી |
| ૫ શ્રી મોટા લગ્ન કરવાની તિથી | વૈશાખ સુદ ૮ ને સોમવાર |
| ૬ શ્રી જાન વિદાય કરવાનું મુહુર્ત | વૈશાખ સુદ ૧૧ ગુરૂવાર |
| ૭ શ્રી ઉકરડી ઉકાડવાનું મુહુર્ત | વૈશાખ સુદ ૧૨ શુકરવાર |

બીજું લગ્ન સંવત ૧૯૭૧ ની સાલમાં સુરત જીલ્લાની પંચ એકત્ર મળી લગ્ન તિથિ મુકરર કરશે.

**પટેલ નરોતમદાસ વણારસી સાંસેકવાળા.**

**પટેલ બેચરભાઈ ભીખાભાઇ વરવાડીવાળા.**

મી. રણછોડજી નારણજી પટેલ અબ્રામા, તાલુકે કામરેજનો

## બાળ લગ્નને નાબુદ કરવાનો ઠરાવ.

આપણી ન્યાતીમાં બાળલગ્ન કરવાની જુની રૂઢીને પકડી બાળલગ્ન કરવામાં આવે છે. ચાલુ વર્ષમાં કડવા પાટીદારોના લગ્નની બે લગ્ન પત્રીકાઓ—એક ચૈત્ર માસમાં અને બીજી વૈશાખ માસમાં લગ્ન કરવાની નીકળી છે. બાળલગ્ન કરવા નહિ એ વિષે આ કોન્ફરન્સમાં સંપૂર્ણ ન્યાતિ બંધુઓને દિગદર્શન કરાવ્યું છે તો આ કોન્ફરન્સ લગ્નની જુદી તીથી નીમવા આપણા તરફના વિદ્વાન શાસ્ત્રીઓને બોલાવી લગ્ન નક્કી કરી પત્રીકા કાઢી પ્રસિદ્ધ કરવી. મોટી ઉમ્મરે, બાળકોને પરણાવવા અને હવે પછીના લગ્નો પણ દર પાંચ વર્ષે વિદ્વાન શાસ્ત્રીઓ પાસે લગ્ન તીથી નક્કી કરાવી છોકરા પરણાવવાનો રીવાજ રાખવો. આ દરખાસ્ત શ્રીમાન સરકાર ગાયકવાડ મહારાજાનો પુર્ણ આભાર માની મુકવામાં આવી છે તો આ ઠરાવને અનુમોદન આપશો

ટેકો—રા. રા. ડાહ્યાભાઈ નાગરજી પીંછાપોરવાળા.
,, ,, ,, મકનભાઈ ગોપાળજી અજારણવાળા.

સર્વાનુમતે આ ઠરાવ પસાર કરવામાં આવ્યો છે.

**મુળજી જેઠાભાઈ.** બી. એ. એલ. એલ. બી.
રાંદેર કડવા પાટીદારોની કોન્ફરન્સના પ્રેસીડેન્ટ.

ઉપર મુજબનો ઠરાવ પસાર થતાં નીચેના સહી કરનાર વિદ્વાન બ્રાહ્મણો બોલાવી લગ્ન તીથીઓ મુકરર કરી છે.

**જોશી મણીશંકર નરભેરામ રાંદેરના.**
**જોશી કાળીદાસ હરિનારાયણ રાંદેરના.**

આ મુજબના લગ્નના કરેલા કરાવ શીવાય કોઇ ગ્રહસ્થ છૂટા લગ્ન કરે તેને છૂટ આપવાનો પણ કોન્ફરન્સે ઠરાવ કરેલો છે. માટે મોટી ઉમ્મરે છોકરાના લગ્ન છૂટી તીથીએ કરવા હરકત નથી.

ઉપરના ઠરાવને ભાવનગર, મુંબાઇ તથા સુરત, નવશારી પ્રાંતના ગામો પૈકીના ગ્રહસ્થોએ સંપૂર્ણ સંમતિ આપેલ છે. અને તેઓ આ ઠરાવને અનુસરી પોતપોતાના વિભાગમાં લગ્નની મુકરર કરેલી જુદી તીથી પ્રમાણે લગ્ન કરશે એવી ઉમેદ છે.

આ પત્રીકામાં.

સુરત, રાંદેર, રીથાણ, છાપરા ભાઠા, પાલ, અલથુ, અછારણ, ઉંભેર. વલણ, પોપડા, ભરથાણા, ઇચ્છાપોર, અડાજણ, ભટગામ, આશમા, કોસાડ, જોથાણ, પાનસરા, વસવારી, કનાજ, શોસોંક, કુમસ, વીઆરા, નરથાણ, વડોલી, એરથાણ, જંગીરપુરા, વીગેરે ગામોના ૯૦ પટેલોની સહી છે.

---

નં. ૩૪

નિચેનો લેખ સાંજ વર્તમાન તા. ૨૭મી એપ્રીલ ૧૯૧૦ના અંકમાં તથા ગુજરાતી પંચ તા. ૧ લી મે ૧૯૧૦માં છપાયો હતો.

## કડવા પાટીદાર જ્ઞાતીમાં થયેલું એક નવું છુટું લગ્ન.

અમદાવાદથી એક ગ્રહસ્થ લખી જણાવે છે કે આજે તા. ૨૪ મી એપ્રેલ સને ૧૯૧૦ વીક્રમ સંવત ૧૯૬૬ના ચઇતર સુદ ૧૫ રવીવારે રતીલાલ ઉમર વર્ષ ૨૨ તે પા૦ હરજીવન [illegible] રહે-વાશી ભાવનગર શહેર હાલ ધંધાર્થે મુંબઇ પાયધોની ઉપર ([illegible] વીજય પ્રેસ) જ્ઞાતે કડવા પાટીદારના પુત્ર તથા સ૦૦ બાઇ મણી

ઉમર વર્ષ ૧૫ તે સ્વર્ગસ્થ પા૦ છોટાલાલ રણછોડદાસ રહેવાશી અમદાવાદ રાયપુર આકાશેઠના કુવાની પોળવાળાની પુત્રી તે હાલ પોતાના મોસાળ કડી પ્રાંતના કલોલ તાલુકાના ગામ સેરથાની ન્યાતે કડવા પાટીદારનાં લગન અમદાવાદ પાસે સાબરમતી સ્ટેશનપર રા૦ રા૦ હીરાલાલ વસંતદાસ પટેલના બંગલાપર થએલાં છે.

ઉપરોક્ત લગન વૈદીક રીત્યાનુસાર કડવા ન્યાતીના તેમજ અન્ય કોમના ગ્રહસ્થો સમક્ષ થયાં છે. આવાંજ છુટાં લગન સંવત ૧૯૬૩ ના વઇશાખ માસમાં ભાવનગર શહેર મધે મે૦ હરજીવનદાસે પોતાના નહાના પુત્ર મી૦ અમરૂતલાલનાં કર્યાં હતાં. કડવા ન્યાતીમાં પણ અન્ય કોમની માફક જાગરૂતી થઇ છે. અને ન્યાતી સુધારકો પોતાના ઉત્તમ પ્રયાસને મક્કમ રીતે વળગી રહ્યા છે. તેવા સાનુકુળ સમયમાં આવા છુટા લગન આવકારદાયક થઇ પડશે. આ લગન પ્રસંગે અમદાવાદ, વીરમગામ, છત્રાલ, ગામ શેરથા, અચીઅર, ચાંદખેડા, સરદવ, ઇ૦ આસપાસનાં ગામોના કડવા બંધુઓએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. લગન વીધી વૈદીક રીત્યાનુસાર થયેલી હોવાથી તેની ઉત્તમ છાપ પ્રેક્ષકો ઉપર પડી હતી. લગ્નક્રીયા સંપુર્ણ થઇ રહ્યા પછી અમદાવાદના પ્રસીદ્ધ કડવા કોમના આગેવાન સુધારક પ્રોફેસર મી૦ જેઠાલાલ ચીમનલાલ સ્વામી નારાયણ એમ૦ એ૦ એમણે બાળલગ્નથી થતી હાની અને યોગ્ય વયે છુટા લગ્ન કરવાથી થતા ફાયદા એ ઉપર અસરકારક વ્યાખ્યાન આપ્યું હતું. અને આ છુટા લગ્નને પોતાના અંતઃકરણથી આશીર્વાદ આપી વરવહુને એક સંસ્કૃત ભાષામાં શ્લોક રચી અર્પણ કર્યો હતો.

ત્યાર બાદ છત્રાલના પા૦ ગંગારામ જેઠીદાસે આ છુટાં લગ્નથી થએલું જોડું આયુષ્યમાન, લક્ષ્મીવાન, અને પુત્રવાન થાય એવી

ઇશ્વર પ્રત્યે યાચનાની કવીતા (પુનમ ચાંદની ખીલી) એ રાગમાં બનાવી સ્ત્રી મંડળ પાસે ગવરાવી હતી.

તે પછી રા૦ રા૦ હીરાલાલ વસંતદાસે આ લગ્ન કેવી રીતે ઉભું થયું અને કેવા સંજોગથી આ કાર્ય સફળ થયું તે સર્વ બીના કહી સંભળાવી હતી. ત્યાર બાદ "કડવા વીજય" નાં અધીપતી મી૦ કેશવલાલ માધવલાલ પ્લીડરે જ્ઞાતીના ચાલતા જુના ફરજીયાત બારવર્ષી બાળલગ્નથી કેવા પ્રકારની હાની છે અને છુટા લગ્ન થવા થી શું શું પ્રકારના ફાયદા છે વીગેરે બાબત ઉપર ઘણુંજ ઉત્તમ અને વીચારવા લાયક વીવેચન કર્યું હતું. તે ઉપરાંત રા૦ રા૦ હરજીવન ભગવાનદાસે–કહેવાતા કુળવાનોની કુટીલતા કેવા પ્રકારની છે અને છુટા લગ્નથી વેષધારી કુળવાનોના વેષનો ભેદ ખુલ્લો પડી જાય છે, તે બાબતના દાખલા દલીલો સાથે ઘણુંજ અસરકારક ભાષણ આપ્યું હતું,

ઉપરના સર્વે વ્યાખ્યાનોથી અંધ શ્રદ્ધાળુ અને અજ્ઞાન કડવા પાટીદાર બંધુઓપર ઘણીજ સારી અસર થઈ હતી અને છેવટે આવા છુટા લગ્નને સર્વાનુમતે શ્રેષ્ટ છે એમ ઠરાવી પાનફુલ વહેંચી મેળાવડા વીસરજન થયો હતો.

---

## નં. ૩૫

આ ચર્ચાપત્ર ગુજરાતી પંચના તા. ૧ લી મે ૧૯૧૦ ના અંકમાં છપાયો હતો.

## કડવા પાટીદારોમાં છુટાં લગ્નની ફતેહ.

મહેરબાન ગુજરાતી પંચના અધિપતિ સાહેબ.

અમદાવાદ.

આપના પત્રમાં નીચેનું ચર્ચાપત્ર દાખલ કરી અમને આભારી કરશો એવી અમે ઉમેદ રાખીએ છીએ.

કડવા પાટીદાર જ્ઞાતિમાં દસ દસ વર્ષે જ્ઞાતિના કહેવાતા શેઠો અને ઉઞાના પાટીદારો જે લગ્ન બહાર પાડે તેજ તિથિઓએ સઘળા કડવા પાટીદારોને પોતાના બાળકો પરણાવી દેવાની આજ દિન સુધી ફરજ પાડવામાં આવી છે. આનું માઠું પરિણામ એ આવ્યું છે કે કડવા પાટીદાર જ્ઞાતિમાં ઘણીજ નાની ઉમરનાં બાળકોને રૂપ ગુણ રંગ ઇત્યાદિ કોઇ પણ બાબતનો વિચાર કર્યા વિના આંખે પાટા બાંધી પરણાવી દેવામાં આવે છે. આવી વસ્તુ સ્થિતિમાં ફેરફાર કરવો તે જ્ઞાતિની ઉન્નતિ માટે ખાસ જરૂરનું છે. જ્યાં સુધી બાંધી મુદતનાં લગ્ન કરવામાં આવે છે ત્યાં સુધી બાળલગ્ન થવાનાં અને જ્યારે સૌ સૌની મરજી પ્રમાણે ગમે તે તિથિએ લગ્ન કરવાનો રીવાજ શરૂ થશે ત્યારે મોટી ઉમરે પોતાનાં બાળકોને પરણાવવાના પ્રથાનો આરંભ થશે. પણ જે કોઇ માણસ છુટી તિથિએ પરણાવવાની હિમત ધરે તેને આખી જ્ઞાતિની નારાજગી વ્હોરી લેવી પડે એમ છે. કદાચ તેવા માણસને જ્ઞાતિ વ્યવહારની બહાર પણ મુકી દેવામાં આવે. વળી સિદ્ધપુરના બ્રાહ્મણો અને બીજા સ્વાર્થી પટેલીયાઓ તેવા માણસને એવી રીતે ડરાવે કે જો તું છુટી તિથિએ તારાં છોકરાંને પરણાવીશ તો તે છોકરાંને માતા ખાઇ જશે. સંવત ૧૯૬૩ ની સાલમાં કડવા કણબીની જ્ઞાતિમાં ભાવનગર ખાતે એક છુટું લગ્ન કરવામાં

આવ્યું હતું. મુંબઇના ધર્મવિજ્ય પ્રેસના માલીક પટેલ હરજીવન ભગવાનના નાના પુત્ર અમૃતલાલ અને મુંબઇના એક ઝવેરી પટેલ મુલજીભાઇની કન્યા વિદ્યાગૌરીનાં લગ્ન ૧૯૬૩ ની સાલમાં કરવામાં આવ્યા હતા. જો કે આ જોડું ઘણુંજ સુખી છે અને તેમની તન્દુરસ્તી કેવળ સારી છે તો પણ જે સિદ્ધપુરના બ્રાહ્મણોને દસ દસ વર્ષે લગ્ન પત્રિકાના બીડા ગામેગામ પહોંચાડતી વખતે લાખો રૂપિયા કુટી ખાવાની તક મલે છે તે બ્રાહ્મણોએ સ્થળે સ્થળે એવી બુમ મારવા માંડી કે અમૃતલાલ અને વિદ્યાગૌરીનું લગ્ન થયું કે તેને છઠે દહાડે માતાજીએ મારી નાખ્યાં. આ પ્રમાણે ખોટા ગપગોળા ચલાવી ભોળા અને અજ્ઞાન પાટીદારોને પોતાની મરજી અનુસાર દસ વર્ષમાં એકજ વખતે લગ્ન કરવાની ફરજ પાડવામાં આવી છે.

તેટલા માટે જે માણસ જાહેર હિંમત વાપરી છુટી તિથિએ મોટી ઉંમરના બાળકનું લગ્ન કરે તેને માથે મોટું સંકટ આવી પડશે તેની દરકાર રાખ્યા વિના જ્ઞાતિનું ભલું થાય એવા ઉદેશથી સાબરમતીના ચીફ ગુડસ કલાર્ક અને હમણાં એકટીંગ સ્ટેશન માસ્તર પટેલ હીરાલાલ વસંતદાસે પોતાની પંદર વર્ષની ઉંમરની ભત્રીજી સૌભાગ્યવંતી મણિને સંવત ૧૯૬૬ ના ચૈત્ર સુદી પૂર્ણિમાને દિવસે પોતાના મકાન ઉપર પરણાવી છે. સાધારણ રીતે અમદાવાદમાં રહેતા કડવા પાટીદારો પોતાની કન્યાઓને અમદાવાદમાંજ પરણાવે છે અને પોતાની કન્યાને યોગ્ય ગુણવાળો અમદાવાદમાં ન મળે તો નાલાયક સાથે પોતાની ગુણવંતી કન્યાને પરણાવી તેનો ભવ બગાડે છે પણ પટેલ હીરાલાલ વસંતદાસે ગમે તે સ્થળેથી લાયક પતિ શોધી કહાડવાની ઇચ્છા રાખી પોતાની ભત્રીજીનાં મુંબાઇના ધર્મ વિજય પ્રેસના માલીક હરજીવન ભગવાનદાસના ચાવીસ વર્ષના ચિ-

ધુર પુત્ર રતિલાલ સાથે લગ્ન કર્યા છે. અમે અંતઃકરણ પૂર્વક પરમાત્માની પ્રાર્થના કરીએ છીએ કે આ જોડું અત્યંત સુખી થાય. ધનધાન્યવાન્ પુત્રવાન્ અને આયુષ્યમાન્ થઇ આ દુનિયામાં જે જે ઇચ્છવા યોગ્ય વસ્તુ છે તે સઘળી પ્રાપ્ત કરી શકે.

આ પ્રમાણે છુટી તિથિએ લગ્ન કરી કડવા પાટીદાર જ્ઞાતિમાં એક અપૂર્વ દાખલો બેસાડનાર પટેલ હીરાલાલ વસંતદાસ અને પટેલ હરજીવન ભગવાનદાસને ઘણીજ જીગરથી મુબારકબાદી આપવાની અમે રજા લઇએ છીએ અને તેમના આ સ્તુત્ય પગલા માટે જે માનની લાગણી અમારા હૃદયમાં ઉભરાય છે તે બતાવવાને માટે ભાષામાં શબ્દો નથી. આવી જાહેર હિંમત અને આવું નૈતિક ધૈર્ય બતાવી જ્ઞાતિ સેવા કરનાર વીર પુરૂષો ઉપર વિશ્વનિયંતા પરમેશ્વર સદૈવ પ્રસન્ન રહો એમ અમે સદૈવ પરમાત્મા પાસે માગીએ છીએ.

લી. જ્ઞાતિ હિતેચ્છુ.

---

નં. ૩૬

કડવા પાટીદાર જ્ઞાતિમાં થતી સ્ત્રીઓના પ્રસંદગી—આ ચર્ચાપત્ર તા. ૨૧ મી આગષ્ટ ૧૯૧૯ ના ગુજરાતી પંચમાં પ્રકટ થયું હતું.

## કડવા પાટીદાર જ્ઞાતિમાં થતી સ્ત્રીઓની પસંદગી.

મે. ગુજરાતી પંચના અધિપતી સાહેબ,

આ નીચેનો લેખ આપના સુપ્રસિદ્ધ પેપરમાં સ્વજ્ઞાતિ હિતાર્થે લઇ મને તેમ મારી જ્ઞાતિને આભારી કરશો એવી દીન સેવકની અભિલાષા છે.

સ્ત્રી એટલે કોણ? તેનો આપણે પ્રથમ વિચાર કરવો જોઈએ. વિચાર કરતાં અને શાસ્ત્રનું અવલોકન કરતાં એમ માલુમ પડે છે કે **कार्येषु मंत्री** વીગેરે વીગેરે. એટલે કે સ્ત્રી ઘરનો પ્રધાન છે. ત્યારે પ્રધાન કેવા હોવો જોઈએ? પ્રધાન સારો ન હોય તો રાજ્ય-ની શી દશા થાય તે એક અજ્ઞાન બાળક પણ સહેલાઈથી સમજી શકે છે. હવે જો ઘરનો પ્રધાન સારો ન હોય તો ઘર (સંસાર વ્યવહાર ચલાવવો તે) ની કેવી ખરાબ દશા થાય છે તે એક મૂર્ખ સ્ત્રી પણ સહજ સમજી શકશે. અમુક ઘરમાં સ્ત્રી (ઘરનો પ્રધાન) સારી નહિ હોવાથી કેવી અધોગતિ થઇ વીગેરે બાબતો ઉપર આ-પણે સ્ત્રીઓને વખતો વખત ને ઠેકાણે ઠેકાણે ચર્ચા કરતાં જોઇએ છીએ તથા સાંભળીએ છીએ. તો પછી જે ગૃહનાયિકા કે જેને આપણા શાસ્ત્રકારો અર્ધાંગના વીગેરે ઉપનામથી ઓળખાવે છે તેવી પત્નિ મેળવવામાં કાંઇ મુશ્કેલી નડતી હશે? આપણા આર્યા-વર્તમાં પ્રાચીન સમયે અર્ધાંગના મેળવવાને અત્યંત પરિશ્રમ લેતા હતા. ગામે ગામ ને ઠામે ઠામ તપાસ કરતા હતા. એક બીજાની જન્મોતરીઓ મેળવવામાં આવતી હતી (કેટલીક જ્ઞાતિમાં આ રીવાજ હજુ પણ હયાતીમાં છે) તેઓના ગુણદોષ જોવામાં આવતા હતા ત્યારે હાલના સમયમાં તેવા રીવાજોમાંના થોડાકજને અનુસરી કામ કરવામાં આવે છે. તેમાંનો એક પણ રીવાજ ભાગ્યેજ પાળ-વામાં આવતો હશે. અમારી જ્ઞાતિમાં બાર બાર વર્ષે લગ્ન આવતાં હોવાથી ઘણીજ નાની ઉમરના છોકરાં પરણાવવાનો રીવાજ પડયો છે. પણ તેની સાથે મારે એટલું તો કહેવું જોઇએ કે જ્ઞાતિના દીર્ઘદર્શી, શાણા, સુજ્ઞ અને વિચારવંત શેઠ પટેલોએ પો[illegible]-તાના એક નમુના તરીકે બિચારા ગરીબ જોડાઓના હિત[illegible]

નજરથી છેડા છુટકા આપવાનો તથા નાતરૂં કરવાનો રીવાજ દાખલ કર્યો છે. છેડાછુટકાના રીવાજને અંગે કોઇ શુશીલ સ્ત્રી પોતાના વ્યભિચારી અથવા તો ગમે તે પ્રકારે દુઃખ દેનાર પતિથી છુટી પડી પોતે બીજા સારા પતિનો આશ્રય લઇ શકે છે. ( તે પણ પોતાના વડીલોની કસુર તથા સ્વાર્થના લીધે ફરીથી પણ એકવાર વધારે પોતાના પતિ તરફના દુઃખમાં આવી સપડાય છે. ) વળી તેજ રીવાજના અંગે એક પતિ પોતાની પરણેતર પણ કોઇ પણ જાતના દોષવાળી પત્નીથી છુટો થઇ શકે છે. નાતરાંના રીવાજમાં જોકે સ્ત્રીઓનું નશીબ તો તેના વડીલોના હાથમાં મુકાયલું હોય છે. પણ હરકોઇ પુરૂષ પોતે નાતરૂં કરતી વખતે ધારે તો તે રીવાજના અંગે પોતે શાસ્ત્રના નિયમ અનુસાર એક પત્નિ લાવી શકે તેમ છે. પોતે તે વખતે સાધારણ રીતે પુખ્ત ઉમરનો હોય છે. ( અઢાર વર્ષની વય ઉપરાંત નાતરાંના કેસ હોય છે ) એક પુરૂષ નાતરૂં કરતાં પહેલા અમુક સ્ત્રીની પસંદગી બાબત પોતાના વડીલો ઉપર સારી રીતે અસર કરી શકે તેમ હોય છે. છતાં પણ પોતે પોતાનો ખરો સ્વાર્થ કિનારે મૂકી ઉપરના મોહને તાબે થઇ કેટલીક વખત પોતાના વડીલો ઉપર ખરાબ અસર કરી નીચ સ્ત્રીઓ પસંદ કરતા હશે તેનું કારણ સમજાતું નથી. જેમ અસલના રાજાઓને પોતાની સુજ્ઞ છોકરીઓના માટે વર પસંદ કરવા સારૂ લાખો રૂપીઆ ખર્ચી સ્વયંવર કરવો પડતો હતો તેવી રીતે અમારી જ્ઞાતિમાં કેટલાક દાખલા એવા છે કે છંડાયલી અને કુલટા, અધમમાં અધમ, પિશાચિણી અને વ્યભિચાર વિદ્યામાં સમર્થ વિદ્વાનની પદવી ધારણ કરી શકે તેવી સ્ત્રીઓ માટે તેમના માબાપોને એક પાઇ પણ ખરચવી પડતી નથી તેટલુંજ નહિ પણ તેમના માટે એક ઘેરથી છંડાયા

પછી બીજે ઘેર મંડાવવા સારૂ વર શોધવાની જરૂર પડતી નથી. તેવી સ્ત્રીઓના માટે તો શ્રીમંત અને કુળવાન વરો ( પોતાને એકાદ બે પત્નિઓ હોવા છતાં ) પૈસા આપી લઇ જવાને તૈયારજ હોય છે. વળી એવા પણ દાખલા મળી આવે છે કે સાધવી સ્ત્રી પરણતી વખતે જે માણસોએ પૈસા ચાંલ્લા તરીકે લીધા છે તેજ માણસોએ ઉપર જણાવેલી નીચ જાતની તથા જેમના દુર્ગુણોને લીધે તેમના માબાપને હેરાન થવું પડયું હોય તેવી નીચ સ્ત્રીઓ લાવતી વખતે સ્ત્રીઓના બાપને પૈસા આપેલા છે. આવી જાતની કન્યાની પસંદગી કરતી વખતે મારા સુજ્ઞ બંધુએ કાંઇ પણ વિચાર કરતા હશે ખરા કે ? જો તેમજ હોય તો શા કારણથી આવી કન્યા પસંદ કરે છે તે કોઇ જણાવી આભારી કરશે કે ? આટલેથીજ બસ નથી પણ જે સ્ત્રીઓએ પોતાના ધણીને અત્યંત દુઃખ આપી તેનાથી જુદા થવાને પ્રયાસ બએ વખત કરેલો હોય તેવી સ્ત્રીઓને પણ એક કુળવાન અને શ્રીમંત વર પસંદ કરી લઇ જાય છે. જોકે તેવી સ્ત્રીઓના માબાપ પણ તેવાજ શ્રીમંત હોવાથી પૈસા લેતા નથી પણ પોતાની છોકરીને જોરજુલમથી ત્યાં વરાવી દે છે. તે શ્રીમંત વર આવી પસંદગી શા કારણથી કરતો હશે ? શું પોતાની જીંદગીનું વજન બીજી બાજુએ તે સ્ત્રીના પૈસા તથા રૂપની સાથે કરવા માગતો હશે ? ના. ના. તેમ નહિ હોય. તેને પોતાની પાસે સારા પૈસા હોવાથી સ્ત્રીના પૈસાની દરકાર નહિ હોય, તેમજ રૂપની પણ દરકાર નહિ હોય પણ કાંઇ જુદુજ કારણ હશે અવશ્ય તો તેજ હશે તે લેખક સમજી શકતો નથી પણ વાંચકો તેવા વરની પાસેથી તપાસ કરી લેશે એજ વિજ્ઞપ્તિ.

લી. સુધારો.

## નં. ૩૭

કડવા પાટીદારોની જ્ઞાતિમાં લગ્ન પ્રણાલીકા સંબંધે શ્રીમંત શંકરાચાર્ય મહારાજનો નિર્ણય કડવા વિજય, સાંજવર્તમાન અને ગુજરાતી પંચના તા. ૯ મી તથા તા. ૨૩ મી ઓક્ટોબર ૧૯૧૦ ના અંકમાં પ્રકટ થયો હતો.

## "વર કન્યા વિવાહ કાળ નિર્ણય."

### શ્રી શારદામઠના શંકરાચાર્ય મહારાજ તરફથી શાસ્ત્રાધારે અપાયલો અગત્યનો ચુકાદો

### શ્રી મહેશ્વર પરાવતાર શ્રીમદ્ભગવત્પૂજ્ય પાદાચાર્યાણામાદિ મેકાન્તિકા સ્થાન શારદાપીઠ સંસ્થાન દ્વારકા સામ્પ્રતિકી વસતી અમદાવાદ.

### ધર્મન્યાય પ્રકરણ ફીરકોળ અનુક્રમાંક $\frac{૩૭}{૧૯૬૬}$

૧ આ નિર્ણય લખવાનો પ્રસંગ એવો છે કે, પટેલ પીતાંબરદાસ કુબેરદાસ ડાક્ટર એલ. એમ. એન્ડ એસ. "કડવા પાટીદાર શુભેચ્છક સમાજ" ના પ્રમુખ એમણે તારીખ ૨૭–૩–૧૦ ને રોજ શ્રી ગુરૂ સ્થાનમાં અરજી સાદર કરી નીચે પ્રમાણે માગણી કરી છે.

૧ કડવા પાટીદાર જ્ઞાતિમાં દશ વર્ષે ચોકી નાંખી તે વખત જેટલા બાળક હયાત હોય તે સઘળાને તેમની વયનો વિચાર કર્યા વિના પરણાવી દેવામાં આવે છે તે સશાસ્ત્ર છે કે શાસ્ત્ર વિરૂદ્ધ છે?

૨ લગ્ન કરતી વખતે શાસ્ત્રાધારે વધુ વરની વયમાં ઓછી કેટલી ઉમર હોવી જોઇએ?

૩ આ પ્રશ્નનો શાસ્ત્રાધારે નિર્ણય થવાથી અમારી જ્ઞાતિમાં જામી ગયેલા અજ્ઞાન અંધકારનો નાશ થશે. આ બાબતનો સશાસ્ત્ર નિર્ણય કરી આપી આપના આ લઘુ સેવકને કૃતાર્થ કરશો.

૨. આ અરજી દાખલ થયા પછી અરજીમાં બતાવેલા કડવા પાટીદાર શુભેચ્છક સમાજની યોગ્યતા અને તે સમાજમાં કેટલા ગામના ગ્રહસ્થોની સંમતી છે તે પુછવાથી સમાજના ઉપ પ્રમુખ જેઠાલાલ ચીમનલાલે સમાજ માંહેલા મેમ્બરોનું એક લીસ્ટ રજુ કરેલું છે. તે લીસ્ટ જોતાં સદર સમાજમાં પાંચસે છત્રીસ મેમ્બરો છે. તેમાં દેસાઇ લાલસિંહજી રાયસિંહજી વીરમગામના તથા દેસાઈ કેસરીસિંહ બાવાભાઇ વિગેરે સંભાવિત ગ્રહસ્થોનાં નામ આપેલાં છે; પરંતુ સદર સમાજનાં ઉપ પ્રમુખ જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણને તેમની જ્ઞાતિની સંખ્યા કેટલી છે તે રૂબરૂમાં પુછતા પાંચ લાખ ઘર છે એમ તેઓ જાહેર કરે છે. અને તે પાંચ લાખ ઘરમાં પ્રત્યેક ઘર દીઠ સરાસરી ત્રણ માણસ ગણીએ તો કડવા પાટીદારની પંદર લાખ માણસની વસ્તી થાય છે. તે પંદર લાખની વસ્તીના હિસાબે જોતાં એટલી બહોળી વસ્તીના પ્રમાણમાં સુધારાની માગણી કરનાર સમાજીક મેમ્બરોની સંખ્યા ઘણીજ જુજ જણાય છે, એટલુંજ નહી પણ સદર જ્ઞાતિમાં વધુ વરના વિવાહ કાળ બાબત બીજા મત ધરાવનારી બીજી કેટલીક મંડળી બંધાયલી છે એમ પણ જણાઇ આવે છે. મતલબ એટલીજ છે કે આવા ભિન્ન ભિન્ન મતભેદ ધરાવનારી મંડળીઓ પૈકી કોઈ એક મંડળી તરફથી માગવામાં આવેલા નિર્ણય આપવામાં આવે તો શ્રી ગુરૂસ્થાને આપેલા તે નિર્ણયને આધારે, ને

મંડળી બીજી મંડળી ઉપર હુમાલુ ચલાવે તો તે બીજી મંડળીનું શ્રી ગુરૂસ્થાન ઉપર વૈમનસ્ય થાય અને તે મંડળી શ્રી ગુરૂસ્થાન વિરૂદ્ધ પ્રજામાં ઉશ્કેરણી ફેલાવે એ વાત સાહજીકજ છે, ને તે હાલ કાંઇ અમુક મતાનુયાયી પ્રજાએ સાબીત કરી આપી છે અને એવા કારણથી કેટલીક અણસમજુ પ્રજા તથા અણસમજુ સંભાવિત ગૃહસ્થો શ્રી ગુરૂસ્થાન ઉપર " પ્રજામાં અન્યો અન્ય કલહ કરાવે છે વિગેરે " આરોપ મુકે છે; અને તેમ કરીને અણસમજુ પ્રજામાં ગુરૂસ્થાન તરફના ભક્તિભાવની હાની કરાવે છે. દાખલા તરીકે જણાવવામાં આવે છે કે મુંબઇના કપોળ વણીક સમાજ તરફથી પરદેશ ગમનના પ્રાયશ્ચિતનો નિર્ણય માગેલો ને તેનો શાસ્ત્રાધારે નિર્ણય આપવામાં આવ્યો તે બાબતમાં, તેજ જ્ઞાતિના કેટલાક ગૃહસ્થો શ્રી ગુરૂસ્થાન સામે શત્રુવટ બાંધી ગુરૂસ્થાન વિરૂદ્ધ અનેક પ્રકારની હીલચાલ કરે છે, અને અનેક પ્રકારના અસભ્ય ભાષામાં છાપાં છપાવે છે ને તે દ્વારા શ્રી ગુરૂસ્થાનના મહત્વને તથા ઉપજને નુકશાન પહોંચાડે છે. તાત્પર્ય એટલુંજ છે કે વર્તમાનકાળમાં શ્રી ગુરૂસ્થાન પ્રજાને સદુપદેશ કરી પ્રજાની ઉન્નતિમાં સહાયતા કરે છે તો તેથી " **पयः पानं भुजंगानां केवलं विष वर्धनम्** એ ન્યાયથી શ્રી ગુરૂસ્થાનને વિપરીત ફળપ્રાપ્ત થાય છે તેમજ **जारस्त्रीणां पतिश्शत्रु श्चौराणां चंद्रमा रिपुः लुब्धानां याचक शत्रु मुर्खाणां बोधको रिपुः** એ વાક્ય પ્રમાણે સદુપદેશ શત્રુતા વૃદ્ધી કરવાને સાધનભુત થઇ પડે છે, આ પણ એવોજ પ્રસંગ છે.

૩. કેમકે અરજદાર ગૃહસ્થો જે બાબતનો નિર્ણય માગે છે તે બાબતનો વિરૂદ્ધ મત ધરાવનાર મંડળીની સંખ્યા ઘણી મોટી

છે તેઓ, શ્રી ગુરૂસ્થાનથી આપવામાં આવેલા નિર્ણયથી નારાજ થઇ શ્રી ગુરૂસ્થાન સામે શત્રુતા બાંધે અને શ્રી ગુરૂસ્થાનને હાની પહોંચાડવા પ્રયત્ન કરે એ વાત હાલમાં બીજી બાબતમાં ચાલતા પ્રસંગથી નિરવિવાદ સિદ્ધ થાય છે. તેથી શ્રી ગુરૂસ્થાન વિરૂદ્ધ એવી શત્રુતા કરાવનારૂં કામ ( સદુપદેશ ) તે પ્રજાને હીતકારક હોય તો પણ તેથી અલગ રહેવું એ શ્રી ગુરૂસ્થાનનું ઇષ્ટ સાધન છે. પરંતુ અરજદાર પોતાની અરજીનો નિર્ણય મેળવવા અતિ ઉત્સુક થઇ વારે વારે ઉઘરાણી કરે છે તે પ્રમાણે અરજદાર ગૃહસ્થ પોતાનો માગેલો નિરણય મેળવવા પાંચ છ વખત રૂબરૂ આવી ગયા, અને તેને અનેક પ્રકારથી સમજાવી પતાવવાનો પ્રયત્ન કરતાં તે કોઇ પ્રકારે માન્ય રાખતા નથી ને પોતાનો માગેલો નિર્ણય મેળવવા દૃઢ નિશ્ચયથી વળગી રહ્યા છે. હવે આવી સ્થીતિમાં માગેલો નિર્ણય ન આપે તો, શ્રી ગુરૂસ્થાન ઉપર બીજો આરોપ એ આવે છે કે " શ્રી ગુરૂસ્થાન આ બાબતમાં અજ્ઞાન છે, અથવા કોઇની સીફારસથી તથા ભયબીતીથી અગર બીજા સ્વાર્થથી નિર્ણય આપતા નથી આ પ્રમાણે " **उभयतः पाशारज्जु** એવો ન્યાય પ્રાપ્ત થયો છે; તો પણ ઉપર બતાવેલું સઘળું જોખમ માથે લઇ પુછેલો ધર્મ નિર્ણય આપવામાં આવશે.

૪. પરિદૃશ્યમાન ઇશ્વર સૃષ્ટિમાં મુક્ત, મુમુક્ષુ, વિષયી, અને પામર એવી ચાર પ્રકારની પ્રજા છે. તેમાં મુક્ત હોય તેમણે તો શાસ્ત્રનો ઉપયોગ કરી સર્વોત્કૃષ્ટ મોક્ષ સામ્રાજ્ય મેળવેલું છે તેથી તેઓને શાસ્ત્રનો ઉપયોગ રહ્યો નથી, અને પામર એ તો પશુ સમાન સંસાર વ્યવહાર ભોગવતો હોવાથી તે શાસ્ત્રનો અધિકારી નથી આ બંનેને બાદ કરતાં મુમુક્ષુ એટલે કેવળ મોક્ષને માટે યત્ન

કરનારો; અને વિપ્રથી " **धर्मा विरुद्धो भुतेषु कामोऽस्मि भरतर्षभ** " એ ભગવદ્ વાક્ય પ્રમાણે ધર્મથી અવિરૂદ્ધ સંસાર સુખ ભોગવનાર છે.

૫. આ ભારત વર્ષની પ્રજાની સ્થિતિ મુળથીજ વર્ણ અને આશ્રમ બદ્ધ છે; અને તે વર્ણાશ્રમ બદ્ધ પ્રજાને માટે આ ભારત વર્ષમાં ધર્મ અર્થ, કામ અને મોક્ષ એ ચાર પ્રકારના પુરૂષાર્થને બોધક શાસ્ત્રની પ્રવૃતિ મૂળથીજ થયેલી છે. તે ચાર પ્રકારના પુરૂષાર્થ વેદમાં સ્થળે સ્થળે પ્રતિપાદન કરેલા છે તે જુદા જુદા શાસ્ત્રરૂપે મહર્ષિઓથી લઈ આ ભારત વર્ષના આદ્ય આચાર્ય પર્યંતના વેદના વ્યાખ્યાકારોએ પૃથક્ પૃથક્ નિબંધરૂપે રચના રચેલી છે. તેમાં ધર્મરૂપ પુરૂષાર્થનું પ્રતિપાદન કરનાર શાસ્ત્ર તે ધર્મશાસ્ત્ર એ નામથી ઓળખાય છે ને અર્થરૂપ પુરૂષાર્થનું પ્રતિપાદક શાસ્ત્ર તે અર્થશાસ્ત્ર એ નામથી ઓળખાય છે, અને મોક્ષરૂપ પુરૂષાર્થનું બોધક જે શાસ્ત્ર તે મોક્ષશાસ્ત્ર એ નામથી ઓળખાય છે. એ ચારે વિભાગના ગ્રંથો જુદા જુદા નામથી સુપ્રસિદ્ધ છે માટે તે નામનો વિસ્તાર કરવાની અત્રે જરૂર નથી તાત્પર્ય એટલુંજ કે ઉપર બતાવેલા વિપ્રથી જે ગૃહસ્થાશ્રમી, તેને ધર્મ અર્થ અને કામ રૂપ ત્રણ પુરૂષાર્થ સંપાદ નકરવાને સાધનભુત ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર અને કામ શાસ્ત્ર છે. એ ત્રણે પુરૂષાર્થના સાધનને જાણનારા જે ગૃહસ્થ તે " **त्रिवर्ग वित् महाप्राज्ञाः** એ કહેવાય છે; એટલે ધર્મ. અર્થ અને કામનું સ્વરૂપ અને તેનું સાધન જે ત્રણ શાસ્ત્રો. તેને જાણનારા ગૃહસ્થને મહા પ્રાજ્ઞ એવી પદવી આપેલી છે. વર્તમાન કાળમાં ધર્મ અર્થ અને કામના શાસ્ત્ર પ્રતિપાદિત મુળ સ્વરૂપ અને સાધનોની અજ્ઞાનતાને લીધે સમાજ વ્યવસ્થામાં અનર્થકારક અનેકવિધ

કઢંગા રીવાજ પ્રચળિત થયા છે તે હાલથીજ નથી, પણ ક્ષત્રિય સાર્વભૌમ રાજ્ય નષ્ટ થયું ને પરધર્મીઓની રાજ્ય સત્તા પ્રચળિત થઇ ત્યારથી એટલે શુમારે આઠશે નવસે વરસથી ભારત વર્ષની ચાતુર્વર્ણ્ય પ્રજાની ધાર્મીક અને નૈતિક સ્થિતિ પરધર્મીઓના સહવાસથી બદલાતાં ખાન પાન, પહેરવેશ, ભાષા વગેરે પણ થોડા થોડાં બદલાતાં બદલાતાં શાસ્ત્રીય વ્યવહાર બદલાઇ ગયો એવા સમયમાં બ્રાહ્મણાદી વર્ણોએ પોતપોતાના સમાજમાં સાંકેતિક જાતિ વ્યવહાર ચાલુ કર્યો તે હાલ રૂઢી એ નામથી ઓળખાય છે. તે રૂઢી પ્રબળ થવાથી શાસ્ત્રિય વ્યવહારનો નાશ કરી મુકયો.

૬. એ દરમ્યાન આ ભારતવર્ષમાં પાશ્ચિમાત્ય શિક્ષણ દાખલ થયું જે શિક્ષણમાં અનેક પ્રકારનું ભાષાજ્ઞાન અને દેશાંતરના ઇતિહાસનું શિક્ષણ આપવામાં આવ્યું પણ ભારત વર્ષની પ્રાચીન સામાજીક વ્યવસ્થા શી હતી, ને તે શાસ્ત્રીય હતી કે સાંકેતિક હતી એનો વિચાર ન કરતા વચલા કાળમાં પ્રચળિત થયેલી સાંકેતિક રૂઢી એજ ભારતીય પ્રજાનો મૂળ ધર્મ છે એમ માની નવા શિક્ષિતો એના ઉપર પ્રહાર કરવા લાગ્યા, એથી બ્રાહ્મણાદિ જ્ઞાતિમાં જે સાંકેતિક રૂઢી હતી તે પણ નષ્ટ થઇ. સામાજીક વ્યવસ્થામાં યથેષ્ટાચાર દાખલ થઇ સાર્વભૌમ નામદાર બ્રીટીશ સરકારથી પ્રજાને આપવામાં આવેલી સ્વતંત્રરૂપ બક્ષીસનો સદુપયોગ ન કરતા દુરૂપયોગમાં વિનિયોગ કરી ધારમીક અને નૈતિક સ્થિતિને ભિન્ન ભિન્ન કરવા લાગ્યા, અને ઉપર બતાવેલા ત્રિવર્ગ એ પરસ્પર ભિન્ન હોઇ તેના સાધનો ભિન્ન છે છતાં, એ વર્ણને સેળભેળ કરી હિંદુ સમાજીક વ્યવસ્થા ઉપર આક્ષેપ મુકવામાં આવ્યો ને આવે છે, એ માંહેલો એક આ વાદગ્રસ્ત વિષય શ્રી ગુર્જરસ્થાનમાં આવી પડયો છે તેનો નિર્ણય

આપવાથી અગર ન આપવાથી જે સંકટ આવી પડવાનું છે તે ઉપર બતાવેલું છે. ઉદાહરણ તરીકે લખવું પડે છે કે આશરે બે માસ પહેલા મુંબઈના પ્રખ્યાત 'ગુજરાતી' પત્રમાં પરદેશ ગમનનું પ્રાયશ્ચિત આપી મુંબાઇના વણિક મહાજનમાં કલહ ઉત્પન્ન કરી પ્રખ્યાતી પામેલા દ્વારકા મઠના શંકરાચાર્ય એવી પદવી આ શરીરને માટે કોઈ એકદેશીય મત ધરાવનારા સામાજીક તરફથી આપવામાં આવેલી તે સમસ્ત પ્રજામાં સુપ્રસિદ્ધ છે. એવુંજ ફળ આ પ્રસ્તુત પ્રસંગના નિર્ણય માટે આવે તો તેમાં ના કહેવાય નહિ. મુંબાઇના ઉપર બતાવેલા ગુજરાતી પત્રમાં પરદેશ ગમનના પ્રાયશ્ચિત વગેરે બાબત અનેકવાર આચ્છાદિત આરોપ અમારા ઉપર મુકાયલા છે તે કૃતઘ્નતા દેખાડનારા છે. કારણ કે ઘણા વરસોથી ચર્ચાતા પરદેશગમન બાબતના વિકટ સવાલનો, એક પાઇના પણ પણ સ્વાર્થ વગર અથાગ પરિશ્રમ કરી શાસ્ત્ર શોધન કરી તે સવાલનો અંત લાવી ભારત વર્ષની પ્રજાની પ્રગતિનો માર્ગ ખુલ્લો કર્યો તેનું ફળ ઉપર પ્રમાણે આવેલું છે તેજ પ્રમાણે આ વધુ વરના વિવાહ કાળનો નિર્ણય પણ ઘણા કાળથી "**इत्थमनित्यम्**" "**भवति न भवति**" એ પ્રમાણે ચર્ચાએલો વાદગ્રસ્ત વિષય છે તેનો પણ વગર સ્વાર્થે શાસ્ત્ર પરિશોધન કરી નિર્ણય આપી પ્રજાની ઉન્નતિનો માર્ગ ખુલ્લો કરવાથી શું ફળ ઉત્પન્ન થાય છે તે આપણે જોવાનું છે. ગમે તેમ હો, તો પણ શ્રી ગુરૂસ્થાનનો સંચાર પચીસ પચાસ વર્ષે એકાદ વખત થાય છે ને તેવા દીર્ઘકાળમાં ધાર્મીક અને સામાજીક વ્યવહારમાં થએલા ગોટાળા બાબત કોઇ નિર્ણય માગે તો તેનો સશાસ્ત્ર નિરણય આપવો એ શ્રી ગુરૂસ્થાનની ફરજ જાણી અરજદારે માગેલા પ્રશ્નનો નિર્ણય કરવામાં

આવે છે:-

## પ્રશ્ન ૧ લો.

કડવા પાટીદારો વરકન્યાની વયનો વિચાર કર્યા વિના પરણાવી દે છે તે સશાસ્ત્ર છે કે અશાસ્ત્ર છે?

૭ આ પહેલા પ્રશ્નના જવાબમાં કડવા પાટીદારમાં ચાલતી રૂઢી શાસ્ત્ર વિરૂદ્ધ છે એમ લખ્યા વિના બીજો માર્ગ નથી. કારણકે શાસ્ત્રમાં ૭ માસ વર્ષ કે ત્રણ વર્ષ અગર પાંચ વર્ષની કન્યાને પરણાવી દેવાનો ઉલ્લેખ કોઇ પણ શ્રુતિ, સ્મૃતિ, કે પુરાણ કે ઇતિહાસમાં મળતો નથી ને મળવાનો સંભવ પણ નથી. તેમ બીજી કોઇ જ્ઞાતિ રૂઢીમાં આ પ્રકારનો વિવાહ કરવાની રૂઢી નથી ને પાટીદારોમાં જે હાલ રીવાજ ચાલુ છે તે જ્ઞાતિરૂઢી નથી; એતો માત્ર કુળદેવતાની આજ્ઞા છે એમ માની લઇ એક દિવસે એક વખતે વિવાહ કરવામાં આવે છે, પણ કુળદેવતા એટલે કુળનું પાલન કરનાર દેવતા, તે દેવતા કુળની અવનતી અગર અપકીર્તી અગર અશિષ્ટાચાર અવહારની આજ્ઞા કદીએ પણ આપે નહીં. કુળનું પાલન કરનાર દેવતા કુળની અભિવૃદ્ધી થાય તેવીજ બાબતમાં આજ્ઞા આપે, નહી તો તે કુળદેવતા કહેવાય નહીં; ઉલટી કુળનાશક દેવતા કહેવાય. પરંતુ કુળપાળક દેવતા ઉપર આવો ખોટો આરોપ મુકવો એ મોટું પપકૃત્ય છે માટે શ્રી ગુરૂસ્થાન આશા રાખે છે કે આ પાટીદાર કોમ અનિશ્ચિતાર્થ રૂપ ચીઠી એ દેવતાની આજ્ઞા છે એમ ન માન્ય કરતાં દેવતાની નિશ્ચિતાર્થ આજ્ઞારૂપ ધર્મશાસ્ત્રના અવલંબનથી પોતાનો જ્ઞાતિવ્યવહાર ચલાવશે. પરમેશ્વર પોતે શ્રીમુખથી આજ્ઞા કરે છે કે:-

**श्रुति स्मृति ममैवाज्ञा यस्तामुल्लंघ्य वर्तते।**
**आज्ञा च्छेदी मम द्रोही न स भक्तो न ब्राह्मणः॥**

**અર્થ**—પરમેશ્વર કહે છે કે શ્રુતિ સ્મૃતિ એ મારી આજ્ઞા છે ને તેને ઉલ્લંઘીને જે વર્તે છે તે મારો ભક્ત નથી ને બ્રાહ્મણ પણ નથી. વળી

**यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः।**
**न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम्॥**
**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्य व्यवस्थितौ।**
**ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि॥**

**અર્થ**—જે કોઇ મનુષ્ય પોતાના મનની કામનાને વશ થઇ જે કાંઈ કૃત્ય કરે છે તે સિદ્ધિ પામતો નથી, તેમ તેને સુખ પણ મળતું નથી, તેમ મોક્ષ ગતિ અગર સ્વર્ગ પણ મળતું નથી. માટે હે અર્જુન કર્તવ્યાકર્તવ્ય વિષયમાં તમારે શાસ્ત્રજ પ્રમાણ છે. શાસ્ત્ર વિધિમાં કહેલું કર્તવ્યાકર્તવ્ય જાણી તમારે કાર્ય કરવું જોઇએ એમ શ્રીકૃષ્ણ પરમાત્માએ ગીતામાં અર્જુન પ્રત્યે કહેલું છે. આ પહેલા પ્રશ્નની બાબતમાં આટલોજ ખુલાસો પુરતો છે; કેમકે બીજા પ્રશ્નના નિર્ણયમાં વધુવરની ઉમરનો નિર્ણય થવાનો છે માટે આ પ્રશ્નમાં વધારે લખવાની જરૂર નથી.

## પ્રશ્ન બીજો.

લગ્ન કરતી વખતે શાસ્ત્રાધારે વધુવરની ઓછામાં ઓછી કેટલી ઉમર હોવી જોઇએ ?

આ બીજો પ્રશ્ન ઘણોજ વાદગ્રસ્ત છે. અને તે પ્રશ્ન બાબત નવ્ય શિક્ષિત તથા પ્રાચીનો વચ્ચે મહાન્ કલહ છે. તે કલહ “**हंच**

**ત્વંચ** " સુધી પહોંચેલો છે માટે આનો નિર્ણય કરવાથી એમાંના એક પક્ષકાર તરફથી શ્રી ગુરૂસ્થાનને વાકય પુષ્પોપહાર મળવાની વકી છે. તે વાકય પુષ્પોપહાર જેવા મળે તેવો સ્વિકાર કરી લઈ ચાલતી આવેલી અંધપરંપરારૂપ નિંદ્રામાંથી પ્રજાને જાગૃત કરવા સારૂ સંક્ષેપથી વરવધુનો વિવાહકાળ નિર્ણય કરીએ છીએ.

**तत्रार्थं श्रुति:**

**" अष्ट चत्वारिंश वेद ब्रह्मचर्यं चरेत् प्रतिवेदं द्वादश वर्ष यावदध्ययनं वा "**

**ब्रह्मचर्यं समाप्य गृहस्थी भवेद्गृहस्थो भुत्वा प्रव्रजेत् "**

આ બંને શ્રુતિઓનો અર્થ એવો છે કે અડતાળીસ વર્ષ વેદ ભણવા સારૂ બ્રહ્મચર્ય પાળવું, એક એક વેદ ભણવા સારૂ બાર બાર વર્ષ અને કોઇ તિક્ષણ બુદ્ધિવાળો હોય તે અડતાળીસ વર્ષ પહેલાં ચારે વેદ ભણી જાય, તેને માટે "**यावदध्ययनं वा**" એ વિકલ્પ પક્ષ છે. એટલે જ્યાં સુધી ચાર વેદ ભણી રહે ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળવું એ, બીજો પક્ષ છે પછી બ્રહ્મચર્યની સમાપ્તિ કરી ગૃહસ્થાશ્રમી થવું અને ગૃહસ્થાશ્રમીથી વાનપ્રસ્થાશ્રમ ભોગવી સંન્યાસી થવું. આ સ્થળે **વેદ** શબ્દથી એકલો વેદનો અક્ષર ગોખી જવાનું કહેલું છે, એમ સમજવું નહીં, કિંતુ સાંગોપાંગ સપ્રયોગ અધ્યયનનું વિધાન છે એટલાજ માટે અડતાળીસ વર્ષની મુદત લખવામાં આવેલી છે. વેદના અક્ષર માત્ર ગોખી જવાને એટલી મુદતની જરૂર પડે નહીં અર્થાત વેદના છ અંગ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, અને જ્યોતિષ અને આયુર્વેદ, ગાંધર્વવેદ, ધનુર્વેદ, તથા **અથર્વવેદ** એ ઉપાંગ છે. તે ઉપાંગમાં વૈદ્યવિદ્યા માત્રનો સમાવેશ આયુર્વેદમાં થાય

છે. તેમજ ગાયન ને વાદ્યવિદ્યા એ સર્વનો ગાંધર્વવેદમાં સમાવેશ થાય છે તથા યુદ્ધકળા માત્રનો ધનુર્વેદમાં સમાવેશ છે અને દંડ, નીતિ, અનેકવિધ શિલ્પજ્ઞાન, વાણીજ્ય વિદ્યા નિધી સંશોધન, અનેકવિધ ભાષા જ્ઞાન વગેરે દ્રવ્યોપાર્જનના સાધનોનો અર્થશાસ્ત્રમાં સમાવેસ છે. એ પ્રમાણે સર્વ વિદ્યા ભણી રહ્યા પછી ગૃહસ્થાશ્રમી થવું એમ શ્રુતિનો અભિપ્રાય છે. આજ બાબતમાં મનુસ્મૃતિના ત્રીજા અધ્યાયમાં લખ્યું છે જે

**षट् त्रिंशदाब्दिकं चर्यं गुरा त्रवेदिकं व्रतम् ।**
**तदर्धिक पादिकं वा ग्रहणांतिक मेववा ॥ १॥**
**वेदानधीत्य वेदौ वा वेदं व.पि यथा क्रमम् ।**
**अविप्लुतः ब्रह्मचर्या गृहस्थाश्रममाविशेत ॥२॥**

ભાષા અર્થ એવો છે કે છત્રીશ, અઢાર, વા નવ વર્ષ સુધી ગુરૂસમીપ એક, બે, ત્રણ, અથવા ચાર વેદ ભણે ને બ્રહ્મચર્યના નિયમ પ્રમાણે રહે અથવા જેટલા વર્ષમાં સાંગોપાંગ વેદ ભણી રહે અથવા તેટલા વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળી ગુરૂકુળમાં વાસ કરે. અથવા તમામ વેદના અથવા બે વેદના કે એક વેદને ક્રમવડે ભણી રહે ત્યાં સુધી અખંડિત બ્રહ્મચર્ય પાળી વેદવ્રત સમાપ્તિમાં સમાવર્તન સંસ્કાર કરી પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો. એ પ્રમાણે મનુ વાક્યનો અભીપ્રાય છે, પણ આ પક્ષ વર્તમાન કાળને અનુકુળ નથી; કેમકે બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય એ ત્રણે વર્ગના બાળકોને આઠ અગીઆર અને બાર વર્ષની વયમાં ઉપનયન સંસ્કાર કરવો એમ વેદમાં કહેલું છે. "**अष्ठ वर्षे ब्राह्मण मुपनयीत्एकादशे राजन्य द्वादशे वैश्यम्**" આ શ્રુતિમાં આઠ અગિઆર અને બાર વર્ષની

વયમાં બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યના બાળકોના ઉપનયન સંસ્કારની વિધી લખી છે તે ઉપનયન સંસ્કાર થયાપછી વેદાધ્યયન કરવાનું છે. એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યના બાળકોને અનુક્રમે અડતાળીશ વર્ષનો બ્રહ્મચર્યનો કાળ તેમાં ઉપનયન સંસ્કારના પુર્વનાં વર્ષ ઉમેરીએતો છપ્પન, ઓગણસાઠ અને સાઠ વર્ષની ઉમર પ્રાપ્ત થાય છે પણ વર્તમાન કાળમાં એ વય ઉત્તરાવસ્થાની કહેવાય છે. આ શ્રુતિઓ કૃત, ત્રેતા, દ્વાપરમાં ચારસેં, ત્રણસેં અને બસેં વર્ષનું આયુષ્ય મનુષ્યનું હતું માટે તે યુગાંતર વિષય છે એમ સમજવું, કેમકે **ब्रह्मचर्येण कन्या युवानं विन्दते पतिम्** " એ અથર્વ વેદમંત્રમાં "કન્યાને બ્રહ્મચર્ય પાળવાથી બળીષ્ટ અને દ્રઢીષ્ટ એવા યુવાન પતિની પ્રાપ્તિ થાય છે" એમ કહ્યું છે. છપ્પન, ઓગણસાઠ, અને સાઠ એ વર્તમાન કળીયુગમાં યુવાવસ્થામાં નથી, યુગાંતરમાં તે વયો યુવાવસ્થાના થઈ શકે છે ને "**चतस्रोऽवस्था शरिरस्य**" ઇત્યાદી સુશ્રુત આર્યુવેદના વાકયમાં પણ શરીરની ચાર અવસ્થા માનેલી છે ને કળીયુગમાં આયુષ્યની પરિસીમા સો વર્ષની છે તેમાં પ્રથમાવસ્થા પચ્ચીસ વર્ષની ગણીએ તો છવીસમા વર્ષથી યુવાવસ્થા પ્રાપ્ત થાય છે એટલે અર્થવવેદના મંત્રના અભીપ્રાય પ્રમાણે છવીસ વર્ષના પુરૂષો આ કળીયુગમાં યુવાન ગણાય. આ અવસ્થા સાધારણ નિયમથી વર્તમાનકાળને અનુકુળ કરે તો થઇ શકે. આ બાબતમાં મનુ ભગવાનનો એક મત છે અને તે પોતે કહે છે કે

**त्रिंशद्वर्षोद्वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीम् ।**
**त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥**

**ભાવાર્થ**—ત્રીસ વર્ષના પુરૂષે બાર વર્ષની કન્યા સાથે વિવાહ

કરવો અને ચોવીશ વર્ષના પુરૂષે આઠ વર્ષની કન્યા સાથે વિવાહ ક્યારે કરવો તે માટે લખે છે **धर्म सीदती सत्वरः** એટલે નિત્ય-શ્રાધ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર આદિક કર્મ—પત્નિ સંયોગ સંસ્કાર થયા વિના કરવાનો અધિકાર નથી. અર્થાત જ્યેષ્ટભ્રાતા ને પીતા વગેરેના અભાવથી સ્વર્ણાશ્રમોચિત ધર્મ કૃત્યનો અટકાવ થતો હોય તેવી સ્થિતિમાં ચોવીશ વર્ષના પુરૂષે આઠ વર્ષની કન્યા સાથે વિવાહ કરવો અર્થાત આઠ વર્ષની કન્યા એ ધર્મપત્ની છે ને તેણીનો સંસાર વ્યવહાર ઉપયોગ બાર તેર વર્ષની થયા વિના થાય નહીં; એટલે ચોવીશ વર્ષના પુરૂષનું વય લગભગ ત્રીસ વર્ષનું થાય છે; આ ઉપરથી મનુ ભગવાનનો એવો અભીપ્રાય જણાય છે કે કન્યા કરતાં વરની ઉમર ત્રણ ગણી જોઇએ. આ મનુ વાક્યમાં વરની અને કન્યાની ઉમર નિર્ણય કરેલી છે. ત્રીસ અને ચોવીશ વર્ષની વરની અને બાર અને આઠ વર્ષ કન્યાની ઉમર મુકરર કરેલી છે. આ બાબતમાં પણ પ્રાચીન પંડિતો અને નવિન શિક્ષિતો વચ્ચે મોટો કલહ છે. નવિન શિક્ષિત વર્ગ અને કેટલાક સામાજીકો "**द्वादश वार्षिकीं**" એ પાઠને ઠેકાણે "**षोडश वार्षिकीं**" એવો પાઠ માની સોળ વર્ષની વયની કન્યાને ચોવીશ કે ત્રીસ વર્ષના પુરૂષ સાથે પરણાવવી એમ કહે છે. વળી કેટલાક નવ શિક્ષિતો પ્રૌઢા વિવાહ માટે અભીપ્રાય આપે છે. પ્રૌઢા એ કેટલાક વરસની ઉમરવાળી ઓને સંજ્ઞા છે તે તેઓ બતાવતા નથી. પરંતુ તંત્ર શાસ્ત્રમં કુમારિકા, સૌભાગ્યવંતીના પુજન પ્રકરણમાં લખ્યું છે કેઃ—

**द्वादशाब्दा तु चपला तरुणी षोडशाब्दिका ।**
**आपञ्च विंशति प्रौढा चत्वारिंशातु मध्यमा ॥**

આ તંત્ર વાકયમાં બાર વરસની વયની સ્ત્રીને ચપલા એવી સંજ્ઞા આપેલી છે અર્થાત્ બાર વરસની સ્ત્રીમાં કાંઈક સ્ત્રી ચાપલ્ય પ્રગટ થાય છે. અને સોળ વરસની સ્ત્રી તરૂણી એટલે તરૂણાવસ્થાવાળી થાય છે એ સુપ્રસીદ્ધજ છે અને સોળથી પચીસ વરસ સુધીની સ્ત્રીને પ્રૌઢા એટલે પુર્ણ યોવનાવસ્થા રહે છે અને પચીસ વર્ષ પછી પ્રજા વીગેરે થવાથી તેની યુવાની શિથિળ દશામાં આવે છે અને ચોવીસ વર્ષ સુધી સ્ત્રીની મધ્યમાવસ્થા કહેવાય છે. મતલબ એટલીજ કે પ્રૌઢા એ સંજ્ઞા સોળથી પચીસ વરસ સુધીની છે, અને પચીસ વર્ષ સુધીમાં બે ત્રણ પ્રજા પણ થવાનો સંભવ છે એટલે પ્રૌઢા વિવાહની સંમતિ સ્વીકારવી એ પણ સ્વતંત્રતાના સનિપાતગ્રસ્ત અને અનિયંત્રિત પ્રજા સ્થિતિના કાળનાં કૌતક ગણાય; ને એ અનિતિને ઉત્તેજન આપવા સરખું છે એમ સહેજ જણાશે. પ્રાચીન મતાનુસારી વિદ્વાનોએ

**अष्ट वर्षा भवेद्गौरी नव वर्षातु रोहिणी**
**दश वर्षा भवेत्कन्याऽत ऊर्ध्वं रजस्वला ॥**

એ સંવર્ત્ત સ્મૃતિના આધારે દશ વર્ષ થયા પછી કન્યા રજસ્વલા થઇ જાય છે માટે દશ વર્ષ પહેલાં અગર દશ વર્ષ સુધીમાં કન્યાનો વિવાહ અવશ્ય થવો જોઇએ. એમ ન થાય તો રજસ્વલા થવાથી મહા પ્રાયશ્ચિત લાગે છે એમ તકરારો લાવે છે, તે ઉપર બતાવેલા મનુ વાકયથી વિરૂદ્ધ મત છે. પરંતુ આ સંવર્ત્ત વાકયમાં ગોરી, રોહીણી, કન્યા એવી સંજ્ઞાઓ જે આપેલી છે તે કન્યાદાનના ફળનું ન્યુનાધિક દેખાડવાના હેતુથી છે, કેમકે તેના આગલા વાકયમાં ગોરી એ સંજ્ઞાવાળી કન્યાનું દાન કરનારા પુરૂષને કૈલાસવાસનું ફળ પ્રાપ્ત થાય છે. નવ વર્ષની રોહિણી નામક કન્યાનું દાન

કરનારને વૈકુંઠવાસનું ફળ થાય છે અને દશ વરસની કન્યા નામક કન્યાદાન કરનારને સ્વર્ગવાસનું ફળ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે પુત્રીના દાનના ફળની ન્યુનાધીકતા દેખાડવા સારૂ ગૌરી રોહિણી અને કન્યા એવી સંજ્ઞા સંવર્ત્તન ઋષીએ આપેલી છે, ત્યારે સંજ્ઞા પ્રવાહ પાઠમાં આવેલા રજસ્વલા એ પદનો અર્થ રજસ્વલા એવી સંજ્ઞા છોડી દઇ અકસ્માત "**रजस्वला भवेत्**" એવી વિધી કલ્પના કરવી એ યોગ્ય છે કે કેમ એ વિચિંત છે. દશ વર્ષ થયા પછી અગીઆરમા વર્ષમાં સર્વે કુમારિકાઓને રજોદોષ પ્રાપ્ત થતો દેખવામાં આવતો નથી અને કવચિત થતો હશે તો અપવાદ સરખું છે એટલુંજ નહિં પણ બાર વર્ષ સુધીની કન્યાનો વિવાહ કરવાની મનુ ભગવાનની આજ્ઞા ભંગ કરવી એ વર્તમાન કાળને અનુકુળ છે એમ લાગતું નથી. અર્થાત ઉપર બતાવેલી પ્રાચીનોની તેમજ આધુનિકોની તકરાર બાદ કરી મનુ ભગવાનની આજ્ઞા પ્રમાણે ધર્મ કૃત્યમાં અડચણ આવતી હોય તો ચોવીશ વર્ષનો પુરૂષ આઠ વર્ષની કન્યા સાથે વિવાહ કરે તો બાધ નથી, ને કેવળ સંસાર વ્યવહારર્થ વિવાહ હોય તો ત્રીશ વર્ષના પુરૂષે બાર વર્ષની કન્યા સાથે વિવાહ કરવો એમ મનુ ભગવાનની ચોખ્ખી આજ્ઞા છે પણ કાળ માનને અનુસરીને પુરૂષનો વિવાહ કાળ ચોવીશ વરસનો એકજ કાયમ રાખવો, ને ત્રીશ વરસનો જે કાળ મનુ ભગવાને કહ્યો છે, તેનો સંકોચ કરવો; ને કન્યાને માટે ધાર્મિક વિવાહમાં આઠથી દશ વરસ સુધી કાયમ રાખવો. કેવળ **भोगपत्नित्व रुप** વિવાહમાં દશથી બાર સુધીની ઉમર કાયમ રાખવાથી શાસ્ત્રનો નિયમ ને રૂઢીનો નિયમ તેમજ આધુનિક અને પ્રાચીનોનો મત એ સરવે જળવાઇ શકશે.

૧૦ બાર વરસ કરતાં વધારે વયની કન્યાનો વિવાહ માત-

નારીઓનો મત શાસ્ત્ર વિરૂદ્ધ છે અને રૂઢી વિરૂદ્ધ છે તે લોકલજ્જાથી સ્પષ્ટ છે કેમકે,

**पितृ गेहे च या कन्या रजः पश्येदसंस्कृता।**
**भ्रूणहा तत्पिता ज्ञेयो वृषली सापि कन्यका॥**
**यस्तां परीणयेत्मोहात्स भवेद्वृषली पतिः।**
**तेन संभाषणे त्याज्यमपंक्ति येन सर्वदा॥**

**અર્થ**—પીતાના ઘરમાં જે કન્યા વિવાહ સંસ્કાર થયા વિનાની રજસ્વલા થયલી જોવામાં આવે તો તે કન્યાનો પિતા ભ્રણહા એટલે બ્રહ્મહતારો કહેવાય, અને એ કન્યા વૃષલી છે એમ જાણવું અને વૃષલી સંજ્ઞાની કન્યા સાથે જે પરણે તેની સાથે સંભાષણ કરવું નહીં અને સર્વદા તે અપાંક્તેય એટલે જ્ઞાતિ વ્યવહાર કરવા યોગ્ય નથી એમ કાશી ખંડમાં લખ્યું છે. વળી એ કાશી ખંડમાં લખ્યું છે કે

**कन्या भुंक्ते रजः कालेऽग्निः शशी रोमदर्शने।**
**स्तनोद्भेदेषु गन्धर्व स्तत् प्रागेव प्रदीयते॥**

**અર્થ**—વિવાહ સંસ્કાર રહીત કન્યાને રજો દર્શન થાય તો તેને અગ્નિ અભિમાની દેવતા ભોગવે છે ને રોમ દર્શન થાય તો ચંદ્રમાનો અભિમાની દેવતા ભોગવે છે અને સ્તન ફુટી નીકળે તો ગંધર્વ નામનો દેવતા તેણીને ભોગવે છે માટે રજો દર્શન, રોમ દર્શન અને સ્તનોદભેદ થતાં પહેલાં કન્યાનો વિવાહ કરવો ને રજો દર્શન તથા રોમ દર્શન તથા સ્તનોદભેદ થાય તો તે કન્યાને નગ્નિકા એવી સંજ્ઞા થાય છે, લાજ વિનાની કહેવાય છે, અને તેના પિતૃના કુળને નગ્નકુળ એવો શબ્દ લોક વાપરે છે. તાત્પર્ય એટલુંજ છે કે, રજો

દર્શન, રોમ દર્શન અને સ્તનોદ્દભેદાદિ કન્યાત્વ વિનાશ કરનાર ચિન્હો વિવાહ સંસ્કાર પહેલાં પિતૃગેહમાં પ્રાદુર્ભાવ થાય તો તે કન્યાના પિતૃકુળને લજ્જાસ્પદ છે. માટે કન્યાત્વ નાશ કરનાર ચિન્હ પ્રાદુર્ભાવ થતાં પહેલાં કન્યાદાન કરવું એ બાબતમાં આધુનિક અને પ્રાચીનોનો એકજ મત હોવો જોઇએ; અને તેના વિરૂદ્ધ મતવાળા કુળને ઉપર બતાવેલા કલંક લાગુ પડે તો તે અયોગ્ય કહેવાય છે.

૧૧ આ સંદર્ભનો એકંદર સારાંશ એટલોજ છે કે કાળમાનને અનુસરી ભોગ પત્નિત્વ વિવાહમાં રજસ્વલાદિ ચિન્હો પ્રાદુર્ભાવ થતાં પહેલાં ચોવીસ વરસના પુરૂષ સાથે કન્યાનો વિવાહ કરવો જોઇએ. ધર્મ પત્નિત્વ વિવાહમાં આઠથી દશ વરસ સુધીની કન્યાનો વીશ વરસની ઉમરના પુરૂષ સાથે "**अगतिकागतिक**" ન્યાયથી વિવાહ થાયતો કાળમાનને અનુસરીને અનુચીત થયું એમ માનવાનું કારણ નથી. એ સિવાય છ મહિનાથી લઇને બે ચાર કે પાંચ વરસની કન્યાનો ગમે તેટલી વયવાળા પુરૂષ સાથે વિવાહ કરવો તેમજ દશબાર વરસની કન્યાનો પચાસ કે સાઠ વરસની વયવાળા પુરૂષ સાથે વિવાહ કરવા તે તો ધનાદિના લોભથી ઉન્મત્ત થયેલાઓનું કૃત્ય છે. આવા કૃત્ય કરનારા કન્યાના માબાપને રાક્ષસકરતાં ઉતરતી કોટીના ગણીને તેઓની સાથે ધાર્મીક અગર કોઇ પણ જ્ઞાતિ વ્યવહાર કરવો ઉચિત નથી. તેમજ તેવા વિવાહને સહાય આપનાર જ્ઞાતિ, પરિષદો તથા પંચાયતિઓ અગર ઉપાધ્યાયોએ બધા **षडेते पाप भागिनः** એ ન્યાયથી પાપ ભાગી થાય છે. માટે તેઓની સાથે જ્ઞાતિ વ્યવહાર રાખવો એ યોગ્ય નથી. કન્યાવિક્રય કરનાર તથા બાલા જડક વિવાહ અગર કડવા પાટીદારના અયોગ્ય રિવાજ પ્રમાણે વિવાહ કરનારાઓને રાક્ષસથી પણ ઉતરતા

ગણી તેમની સાથે કોઇપણ જાતનો ન્યાતિ વ્યવહાર કરવો નહીં વગેરે તિરસ્કાર વચન માત્રથી તેઓ પોતાનું અપકૃત્ય ત્યાગ કરે નહી, માટે જન સમાજમાં શાસ્ત્રીય સદ્વર્તન પ્રચાર કરવા માટે કાંઈ પણ સત્તાની જરૂર છે. હાલના કાળમાં આવું શાસ્ત્રીય સદ્વર્તન જન સમાજમાં પ્રચાર કરવા માટે રાજ્ય સત્તાનો લાભ મળી શકે તેમ નથી. કેવળ રાજ્ય સત્તા માત્રથી જનસમુહમાં શાસ્ત્રીય સદ્વર્તન અથવા ધર્મ નિષ્ઠા કે નૈતિક વ્યવહાર સચવાઈ શકાય એમ નથી. એટલા માટે સૃષ્ટીક્રમથીજ જનસમુહને સામાજીક સત્તા ( અધિકાર ) ઇશ્વરી બક્ષીસ મળેલી છે, પરંતુ સમાજના અગ્ર ગણ્યો તે સત્તાનો સદુપયોગ ન કરતાં પક્ષાપક્ષથી અગરે કામ ક્રોધ લોભાદિકના કારણથી દુરૂપયોગ કરે છે. તેવાજ કારણથી આવાં આવાં અસદ્વર્તને જન-સમાજમાં પ્રવેશ કરેલો છે. આવા પ્રકારના કઢંગા રીવાજ અટકાવવા માટે શાસ્ત્રાનુસાર દેશ કાળને અનુકુળ સમાજીક વ્યવહારના નિયમિત નિબંધોની રચના કરી નિષ્પક્ષપાતે સામાજીક સત્તાનો અમલ થાય તો વિવક્ષિત સદાચારનો જનસમુહમાં પ્રચાર કરવો એ કાંઇ મુસ્કેલ થઇ પડશે નહીં માટે જ્ઞાતિ પુરૂષોનું લક્ષ તે તરફ ખેંચાવું જોઇએ. ઇતિ શિવમ્

**स्वस्ति राजभ्यः स्वस्ति प्रजाभ्यः स्वस्ति पशुभ्यः**
**सर्वजना सुखिना भवन्तु ॥**

મિતિ સં. ૧૯૬૬ ના ચૈત્ર વદી ૨, તા૦ ૨૬-૪-૧૦ શ્રી [illegible] ભગવત પુજ્ય પાદાચાર્યાગ્રામવતાર શંકરાનંદ ૨.૨૫૬ મંગળ વાર સ્વારી મુ. અમદાવાદ.

નં. ૩૮

કડવા કણબીઓનાં લગ્નની કંકોત્રીઓ પહોંચાડનારા બ્રાહ્મણો જુઠી વાતો ફેલાવી ભોળા કણબીઓને ભમાવે છે તેનો એકરાર—સુરત પાસે રાંદેર ગામમાં આ લોકો ગયેલા ત્યાં ભર સભામાં જુઠ પ્રતિપાદન કરતાં પકડાયેલા ત્યારે ફરજ પડવાથી આ ઈકરાર કરેલો હતો. ( અસલ લેખ ઉપરથી લીધું છે. )

## હું મોહનલાલ મનસુખરામ રહેનાર મોજે ચાણસમાનો તે તમો ગ્રહસ્થોનાં પુછવાથી મેં તમોને નીચે મુજબ કહ્યું છે.

ઉંઝા મધ્યે માતા ઉમીયા દેવીનાં મંદીરમાં બેહુચર લશ્કરીના પક્ષના લોકોએ લગ્ન નિર્માણ કીધા હતા—અને આડીઆવાળા લોકો હજારોની સંખ્યામાં ત્યાં ગયા હતા. મંદીરના દરવાજા બંધ તથા પોલીસ પહેરામાં હતા જ્યાં તે લોકોનો અટકાવ કરવાથી માતાના પ્રતાપે એક સીપાઈ તરત મરી ગયો તથા સરકાર આંધળા થયા.

અને ભાવનગરમાં બે ગૃહસ્થોએ પોતાના છોકરાંઓને માતાનાં લગ્નનું અપમાન કરી પોતાની ખુશી મુજબની તીથિએ લગ્ન કરાવ્યાથી વરવહુ મૃત્યુ પામ્યા. એક જોડાની કન્યા તથા એક જોડાનો વર મરણ પામ્યો હતો.

ઉપલી હકીકત કેવા પછી મને સાચો નહી લાગવાથી તમોએ મને ફરી પ્રતિજ્ઞાપૂર્વક બોલવા કહ્યું તે પરથી હું જણાવું છું કે અમે લોકો માતાના માહાત્મની વૃદ્ધી અને તે દ્વારા અમારી ચાલતી રોજીને હરકત ન થાય તે માટે હંમેશા એવીજ વાતો કરી આ

ગપલીલા દ્વારા લોકોને ઠગવાનું કામ વંશપરંપરાથી અમારા પૂર્વજો તેમજ કણબી પટેલોના પૂર્વજો કરતા આવ્યા તેમ કરીએ છીએ.

રાંદેર તારીખ ૧૦ એપ્રીલ ૧૯૧૦

**મોહનલાલ મનસુખરામની સહી દા. પોતે.**

જે ગૃહસ્થોની મેં રૂબરૂ વાત કરી તે ગૃહસ્થોના નામ નીચે મુજબ છે.

પોલીસ પટેલ રણછોડદાસ બહેચરદાસ અસારણ
પા. મકનજી ગોપાળજી અસારણ
પોલીસ પટેલ વસનજી લલ્લુભાઈ રાંદેર
પટેલ મંછાભાઇ ડાહ્યાભાઈ રાંદેર
પટેલ નાથાભાઇ જાદવભાઈ રાંદેર
**ભટ મોહનલાલ મનસુખરામની સહી દા. પોતે.**

---

નં. ૩૯

લગ્નીયાઓએ સદર લગ્ન અયોગ્ય છે એવો લખી આપેલો એકરાર (અસલ લેખ ઉપરથી)

અમો નીચે સહી કરનાર લગ્ન લઈ આવેલા બ્રાહ્મણો નમો ગૃહસ્થોની રૂબરૂ લગ્ન માટે પંચાગ જોતાં ચૈતર ૧૦ ને દીવસે પંચક છે તથા વૈશાખ સુદ ૧ પડવેને દિવસે નક્ષત્ર છે તે સબબે એ બન્ને તિથીઓ લગ્નને માટે નિષ્ફ઼ળ ગણાય. ઉંજેથી એ લગ્નો નીકળ્યા છે તે કેવા પંડીતોથી નિકળ્યા હશે તેની અમોને સમજ પડતી નથી તા. ૧૦—૪—૧૦

અમો લોકો ઉંઝાના પંડીતોના નોકર તરીકે લગ્ન બાંધવા નિકળેલા છીએ—તા. સદર.

ઉપલી નક્ષત્રની તથા પંચકની ખબર તમોએ પંચાગ બતાવવાથી જાણ્યું છે.

ભરૂચના ગોર મોહનલાલ દલપતરામની વતી ગીરધરલાલ મુળશંકર દા. પોતાના.

પંચાંગ બતાવતાં વૈશાખ સુદ ૧ ના દીવસે ટીપાનું જોતાં નક્ષત્ર છે તથા ચઈતર વદ ૧૦ પંચક છે તે તમારા બતાવાથી જાણું હતું પણ પંચક અને નક્ષત્રના લગ્ન સારા કે નરસા તે મને ખબર નથી. તા. ૧૦–૪–૧૯૧૦

જોશી જેશંકર ભાઈશંકર મુ. ચડાઉદ.

---

ન. ૪૦

કડવાં કણબીઓની જ્ઞાતિમાં સુધારા અર્થે મુંબાઇ સરકારના થયેલા કરાવનો અમલ ઢીલીલ થયો છે તે સંબંધી ચર્ચાપત્ર માં પ્રગટ થયું હતું.

સને ૧૮૯૦ ના વિવાહમાં કડવા કણબી જ્ઞાતીના સુધારા વાસ્તે મુંબાઈ સરકારનો ઠરાવ નં. ૩૦૮ તા. ૨૧–૧–૯૦ મધ્યે જે કાયદાઓ ઠરાવ્યા હતા તેને આજે લગભગ પંદર વર્ષ થવા આવ્યા તથા તે પછી સન ૧૯૦૧ ની સાલમાં બીજો વિવાહ પ્રસંગ પણ ગયો. તો તે મુદત દરમ્યાનમાં સદર જ્ઞાતીમાં સદરહુ ઠરાવોથી કેટલો અને કેવી રીતનો ફાયદો થયો તેનો કાંઈ એહવાલ ન્યાતની જાણ માટે કોઇ બહાર પાડવાની કૃપા કરશે ?

મારા જાણવા અને સમજવા પ્રમાણે તે ઠરાવો હાલ અમ-લાઈ ઉપર પડેલા જણાય છે. સને ૧૯૦૧ ની સાલના વિવાહમાં થોડા વખત પહેલાંજ રા. રા. શંભુપ્રસાદ બેચરદાસ લશ્કરી જેઓ તે બાબદમાં ઘણો ભાગ લેતા હતા તેઓ સાહેબ ગુજરી ગયેલા હતા અને તેમની પછી બીજા કોઈએ તે બાબદમાં કાંઈ પણ ભાગ લીધો જાણાતો નથી.

લી. જ્ઞાતિ હિતચીંતક.

---

## નં. ૪૧

સુધારા પક્ષની વિરૂદ્ધ કડવા કણબીઓને નાની ઉમરનાં બાળકો પરણાવવાની છુટી આપવા સંબંધી નામદાર ગાયકવાડ સરકારને કરેલી અરજી, જેમાં ઉંઝાવાળા પા. સામળદાસ બાજીદાસની પ્રમુખ તરીકે તથા પા. ગંગારામ નરશીદાસ ગામ મેસાણાના અને પા. પ્રભુદાસ ભાવસંગ ગામ વીસનગરનાની સેક્રેટરીઓ તરીકે અને ઘણા પટેલોની વ્યવસ્થાપક કમીટીના મેમ્બરો તરીકે સહીયો છે.

**શ્રીમંત સરકાર ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર બિરાજમાન મે. રા. રા. વડોદરા રાજ્યના ન્યાયમંત્રી સાહેબની હજુરમાં—વડોદરા.**

અમો નીચે સહીઓ કરનાર, "શ્રી કડી પ્રાન્ત કડવા પાટીદાર સમાજ" તરફથી આપ સાહેબને નીચે પ્રમાણે અરજ કરીએ છીએ:—

(૧) શ્રીમન્ત સરકારની કડી પ્રાન્તની પ્રજા પૈકી લગભગ પાંચ લાખ મનુષ્યોની અમારી જ્ઞાતિની મહાન સંખ્યા છે; અને તેટલા મનુષ્યોની સાંસારિક, આર્થિક, તથા રાજ્યદ્વારિક ઉન્નતિ

મેળવવા માટે અમારી જ્ઞાતિ તરફથી હાલ કેટલાક વરસથી "શ્રી કડી પ્રાંત કડવા પાટીદાર સમાજ" નામની સંસ્થા સ્થાપવામાં આવેલી છે. આ સંસ્થાનો વાર્ષીક મેળાવડો ઉંઝા મુકામે તા. ૨૯ ડીસેંબર ૧૯૧૮ ના રોજ અમારી જ્ઞાતિનાં અધિષ્ઠાતા દેવી શ્રી ઉમીઆ માતાના આશ્રય નીચે કડી પ્રાંતના દરેક તાલુકાઓમાંથી ચુંટાઇ આવેલા સુમારે જ્ઞાતિના બે હજાર પ્રતિનિધિઓ રૂબરૂ ઉજવવામાં આવ્યો હતો, અને તે સમયે હાજર રહેલા ઉપરે જણાવેલા પ્રતિનિધિઓની બનેલી સભાએ, સર્વાનુમતે, આ સાથે રજુ રાખેલી નકલમાં જણાવ્યા મુજબના ઠરાવો પસાર કરેલા છે. સદરહુ ઠરાવો આપ સાહેબની દ્વારા શ્રીમંત સરકારના મુબારક ધ્યાન નીચે મુકવાના હેતુથી તેમજ તે બાબત યોગ્ય દાદ અને રાહત અમારી જ્ઞાતિના શ્રેય માટે મેળવવાના હેતુથી, આ અરજ આપ સાહેબને એવી આશાથી સાદર કરવામાં આવે છે કે, તેમાં જણાવેલી તમામ હકીકત આપ સાહેબ બરાબર લક્ષમાં લેશો અને શ્રીમંત સરકાર પાસેથી તે બાબત અમોને યોગ્ય દાદ અને રાહત આપવાની મહેરબાની કરશો.

( ૨ ) સદરહુ ઠરાવો ધ્યાનમાં લેવાથી આપ સાહેબને તેમજ શ્રીમંત સરકારને સ્પષ્ટ રીતે જણાશે કે તેમાં આ સમાજનાં સંમેલન દ્વારા અમારી ખેતી કરતી, તથા તડકો ટાઢ વેઠી અથાગ મહેનતનો બોજો શીરપર ઉઠાવી, રાજ્યની સમગ્ર પ્રજાના કલ્યાણ માટે અનાજ-ધાન્ય નિપજાવનારી તથા સરકારશ્રીનું મહેસુલ મોટી લાખો રૂપિઆની રકમથી ભરી તે દ્વારા એકંદર રાજ્ય ખર્ચના બોજનો મોટો ભાગ પોતાને શીર ઉઠાવનારી અમારી કોમ અમારા ખેતીના ધંધાને યોગ્ય સામાન્ય કેળવણી ઉપરાંત વિશેષતઃ તેમાં ખેતીવાડી-વિજ્ઞાનની ખાસ

કેળવણીનાં યોગ્ય સાધનો બરાબર પુરાં પાડી, તેનો પ્રચાર કરવા માટે તેમજ જમીન મહેસુલના કાયદા તથા તે ઉઘરાવવાની રીત યા વહીવટમાં અમારા ઉપર થતા તગાદાનું ભારણ દૂર થાય તેવા યોગ્ય ફેરફારો હાલના વિકટ સંજોગોમાં કરવા માટે તેમજ ગુલામગીરીના સ્વરૂપવત્ વેઠ બીગારનો ત્રાસરૂપ કાયદો હાલના, સ્વતંત્રતાના તંત્રરૂપ સુધરેલા જમાનામાં, સરકારશ્રીની કાયદા-પોથીમાંથી સદંતર કાઢી નાંખી, અન્ય સ્વરૂપમાં તેને પુનર્જન્મ નહી આપવા માટે, આપણા રાજ્યની ધારાસભાનું કાર્ય-વર્તુળ વધારે વિસ્તારદાયક બનાવી તેમાં કડી પ્રાંતની અમારી કોમના નિદાન બે પ્રતિનિધિઓ મોકલવાનો અમોને હક્ક આપવા માટે, અને "બાળલગ્ન" કાયદામાં, કડી પ્રાંતની અમારી કોમના હજારો મનુષ્ય ઉપર તે કાયદાના વહીવટ પ્રોસીજરથી પડતી મોટી વિટંબણાઓ તથા ત્રાસ દુર થાય તેવા તેમાં જરૂરી ફેરફારો કરવા બાબતના મુખ્ય ઠરાવો પસાર કરવામાં આવેલા છે.

( ૩ ) આ સ્થળે, ખાસ કરીને અમારે બાળલગ્નના કાયદા બાબતના પ્રશ્ન સંબંધમાં કેટલોક સવિસ્તર ખુલાસો કરવો ભાગ પડે છે, કેમકે અમારી સંપૂર્ણ નાસીપાસી વચ્ચે આપણા રાજ્યની ધારાસભાની છેવટની બેઠક દરમ્યાન આ કાયદામાં જરૂરી ફેરફાર અમારી કોમની મુશ્કેલીઓ દૂર થાય તેવી કરવાની હાલ જરૂર નથી એમ એક બાજુએ સરકારશ્રીએ જણાવેલું છે, અને બીજી બાજુએ, આપણા રાજ્યના રહીશ નહી તેવા, અને શ્રીમન્ત સરકારની પ્રજા પણ નહી તેવા પરરાજ્યના કેટલાક કહેવાતા "સુધારકો" પરંતુ વસ્તુતઃ ગણ્યા-ગાંઠ્યા બીન અનુભવી લોકો, જેઓ કમનસીબે આધુ જમાનામાં કમનસીબે, પોતાને "સુધારકો" ના નામથી ઓળખા

વવા પ્રયત્ન કરી રહ્યા છે તેઓની વસ્તુતઃ અજ્ઞાનતાના પરિણામે, અને " સુધારા " ના નામથી અંજાઇ જઇ, સારા સારનો શાન્ત ચિત્તથી વિચાર કરવા અશક્તિને લઇને તેઓએ. નિષ્પક્ષપાત લાગણી બાજુપર મુકી, અમારી કોમમાં સંગીન સુધારો દાખલ થવાને બદલે વસ્તુતઃ કુધારો પેસી જાય તેવી એક અરજી આપ સાહેબને આપી બહાર પડયા છે અને તેથી, બાળલગ્નના કાયદાના પ્રોસીજરમાં જરૂરી ફેરફાર કરવા બાબતની અમારી અરજી સંબંધે ગેરસમજુત ઉત્પન્ન કરે એવી તેઓની ખોટી દલીલોનો ટુંકામાં રદીયો આપવાની અમોને ફરજ પડેલી છે.

( ૪ ) સદરહુ ઇસમોની અરજીમાં અમારી કોમમાં કેળવણીનો વિશેષ પ્રચાર કરવા બાબત, વેડનો કાયદો રદ કરવા બાબત અને કેટલાક હાનીકારક યાને નિતિનું તત્વ ઓછું કરે તેવા સંસારિક રીતરીવાજો જેવા કે " કન્યા વિક્રય " ખર્ચાળ ન્યાતવરા, તથા મરણ પાછળ અયોગ્ય " રડણુ કુટણુ " વિગેરે બાબત જે વાંધા ઉઠાવવામાં આવેલો છે, તે સંબંધમાં અમારી સમાજને કાંઇ મતભેદ તેઓની સાથે છેજ નહી તેમ હોઇ શંક પણ નહી, તે વાત આ સોબત રજુ રાખેલા કરાવો વાંચી જોવાથી. આપ સાહેબને રોશન થશે, એટલુંજ નહીં પરંતુ " શારિરીક શસકનતા " અને આયુષ્ય મર્યાદા " ને ધક્કો પહોંચે તેવા અર્થમાં એટલે અપરિપક્વ શારિરીક સ્થિતિનાં બાળક સ્ત્રી–પુરૂષોને વર–વધુ ના સંબંધથી પ્રજોત્પતિ માટે જોડવાના અર્થમાં " બાળલગ્ન "ના સિદ્ધાન્ત ( Principle બાબત પણ અમારી સમાજને તેઓ સાથે યાનો શ્રીમંત સરકાર સાથે મત–ભેદ નથી. આ સંબંધમાં અમારી સમાજ તરફથી તેના સેક્રેટરીઓએ આપ સાહેબને આ સોબત નકલો રજુ રાખ્યા મુજ-

બની તા. ૫ જાન્યુઆરી ૧૯૧૬ ના રોજ કરેલી અરજીના પારેગ્રાફ ૨–૩–૪–૫ તેમજ તા. ૨૫ ઓગસ્ટ ૧૯૧૮ ના રોજ કરેલી અરજીના પારેગ્રાફ ૮ ધ્યાનમાં લેવાથી આપ સાહેબને, અમારૂં શું કહેવું છે તથા અમો બાળલગ્નના કાયદામાં કેવી જાતનો ફેરફાર થએલો જોવા માગીએ છીએ તેની સહજ કલ્પના આવી શકશે, અને અમારા " સુધારક " ભાઇઓએ પણ તે ઉપર દૃષ્ટિ ફેંકી " સુધારા " ના ચળકતા નામથી અંજાઇ નહી જતાં શાન્ત ચિત્તથી અને નિષ્પક્ષપાત લાગણીથી વિચાર કર્યો હોત તો અમો તો ખાતરીથી માનીએ છીએ કે, અમારી કોમના સંબંધમાં યાતો એકંદર હિન્દુ–સંસારના સંબંધમાં અને અમારી કડી પ્રાંતની સમાજ તથા તેના સેક્રેટરીઓના સંબંધમાં જે ખોટા બહોતાનો અને અયોગ્ય અંગીન કેળવણી પામેલા ગૃહસ્થોને છાજે નહી તેવી અવિવેકી ભાષા વાપરવા તેઓ બિલકુલ તૈયાર થાત નહી પરંતુ આધુનિક સમયમાં આ દેશમાં સર્વત્ર કહેવાતા " સુધારા " નું આવુંજ ઉછાંછળાપણું અને અજ્ઞાનતા જોવામાં આવે છે અને તેથીજ એકંદર જનસમુહનો વિશ્વાસ મેળવવા યાનો તેની મદદને પાત્ર થવા તેઓ ભાગ્યશાળી થયા નથીઃ—અમો માત્ર તેઓને આ વાત યાદ આપી, તેઓની અવિવેકી અને અજ્ઞાનતાથી ભરપૂર અરજી ઉપર વિશેષ ધ્યાન નહી આપતાં માત્ર તેઓની " બાળલગ્નના કાયદા " બાબતની દલીલો કેવી પોલી છે તેજ ટુંકાણમાં બતાવવા માગીએ છીએ કે જેથી શ્રીમંત સરકારનો તે બાબત વિશેષ વિચાર કરવામાં વખત નકામો જાય નહી, અને આવી નકામી કુથલીથી ભરપૂર સત્વ રહીત અરજીઓને યોગ્ય સ્થાને તે પહોંચી જાય.

(૫) બાળલગ્નના કાયદા બાબત અમારી ઉપર જણાવેલી

દલીલોનો મુખ્ય સાર એવો છે કે, તે કાયદાના હાલના "પ્રોસીજર" માં લગ્ન કરવાની પરવાનગી મેળવવા માટે અમારી કોમના ગરીબ અને ખેતી કરતા મહેનતુ લોકોને પોતાનાં ગામડાંમાંથી ધંધો ચુકી ખેતી અને ઘરબાર સુના મુકી તાલુકાઓની માજીસ્ટ્રેટ કોર્ટોમાં ધક્કા ખાવા પડે છે, અને મોટા ખર્ચના ખાડામાં ઉતરવું પડે છે, તે બાબતની તેઓની વિટંબણાઓ તથા ત્રાસ દૂર થાય તેવા જરૂરી ફેરફારો ( Amendments ) તેમાં કરવા અને અયોગ્ય ઉમરની સ્ત્રી–પુરૂષનો સંસાર વ્યવહાર માટે સંયોગ થતો અટકે અને તેથી કરીને તેઓની "શારિરીક સશક્તતા" અને " આયુષ્ય મર્યાદા " ઘટી જવાનો પ્રસંગ ન આવે એટલા માટે તેર વર્ષથી ઓછી ઉમરની સ્ત્રીને, સાસરે વળાવવી નહી અને સોળ યા સત્તર વરસથી ઓછા ઉમરના પુરૂષની સ્ત્રીને તેને ઘેર સંસાર વ્યવહારને માટે તેડવી નહી, એમ ઠરાવી તે વિરૂદ્ધ વર્તન કરનાર માબાપોને દોષિત ઠરાવી, યોગ્ય શાસન કરવું; અર્થાત સરકારશ્રીનો બાળલગ્નનો કાયદો અમો સદંતર રદ કરાવવા તથા સરકારશ્રીની ધારા પોથીમાંથી તેને તિલાંજલી અપાવવા અમારી સમાજની ઇચ્છા યા માગણી નથી, પરંતુ તેમાં ઉપર જણાવ્યા મુજબના ફેરફારો કરવા માટેની છે.

( ૬ ) પરંતુ ઉપર જણાવેલા અમારા વિરૂદ્ધ અરજી કરનારા ઇસમોતો " સુધારક " નો ઇલકાબ એકદમ ખાટી જવા માટે અંતીમ ઈન્તેજાર હોઇ, આ બાબત સંગીન દલીલ કરવાને બદલે અમારી સમાજને તથા સેક્રેટરીઓને " નામધારી " " સ્વાર્થી " વિગેરે " સુધારકો " નેજ ઉચિત અને મુબારક હો એવી સંજ્ઞાઓ વાપરી, બખાળા કાઢી, સંતોષ પકડવો પડ્યો છે, અને તેથી ઉલટ આડકતરી રીતે તેઓ અમારા મદદગાર નીવડયા છે; કેમકે તેઓ-

નીજ અરજીથી તેઓની ચળકતી "સુધારક" દલીલો કેવી પોલી
ઢમ છે તે આપોઆપ જણાઇ આવે તેમ છે.

(૭) સદરહુ "સુધારક"-ગૃહસ્થો પોતાની ઓળખાણ "સમગ્ર કડવા પાટીદાર જ્ઞાતિની સભાના પ્રતિનિધિઓ" તરીકે આપવા માગે છે, તે કેટલે દરજ્જે સત્ય છે તેનો જરા વિચાર કરવો પડશે-કેમકે ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ, નિમાડ અને માળવાની અમારી કોમના સમુદાયની સંખ્યા લાખો મનુષ્યોની થવા જાય છે, તેમાંથી આ અરજી કરનારાઓમાં ફક્ત ચાર વીરમગામના ઇસમો છે, બે ત્રણ અમદાવાદના છે, એક મુંબાઇના છે એક ભાવનગરના છે, અને બીજા ફક્ત પાંચ-છ ઇસમો શેરથા, પાદરા, અને બાવલા જેવાં ગામડાના રહીશ છે-અર્થાત એક કાઠીયાડનો અને બાકી ના એક ડઝન ગુજરાતના છે. કચ્છ, નિમાડ, માળવા અને સમગ્ર હિંદુસ્તાનમાંથી, બીજા પ્રતિનિધિઓ તો આ અરજદારોની કલ્પનામાંજ જણાય છે; આવા અને આટલા લોકોને અમારી સમગ્ર કોમે તો શું પરંતુ તેઓનાંજ ગામડાં યા શહેરના તેઓના ન્યાતીલાંઓએ તેઓને આગેવાન યા પ્રતિનિધિ નીમ્યા છે? અને તેવા હોદ્દાથી આવી અર્થ વિનાની અરજી કરવા અખ્તિયાર આપ્યો છે? અમોને તો ભય છે કે તેઓનાજ ગામના યા શહેરના બીજા તેમની ત્યાંની જ્ઞાતિના લોકો તેઓનું આ પ્રતિનિધિપદ છીનવી લઇ તેમાંથી તેઓને "પદભ્રષ્ટ" કરશે. અને "પ્રભુ અમારા મિત્રોથી અમોને બચાવો" એવી મતલબની પ્રાર્થના શ્રીમંત સરકારને આપ સાહેબની દ્વારા કરશે.

(૮) અમારા "સુધારક"-બંધુઓએ પોતાની અરજીની શરૂઆતમાંજ શ્રી મુખથી જણાવ્યું છે કે અમારી "શ્રી કડી પ્રાંત

કડવા પાટીદાર સમાજ " જેવી કોઇ સંસ્થા જાહેર રીતે હયાતીમાં આવીજ નથી: અને તેમ કરી જુઠાણાંની જાળ પાથરવા પ્રયત્ન કરેલ છે; પરંતુ અમારા સુભાગ્યે શ્રીમંત સરકારનાં જુદાં જુદાં ખાતાંઓ સાથેજ અમારી સમાજને તેનાં હિતાર્થે કામ પાડવાથી તેઓએજ તેનો સ્વિકાર કરવા મહેરબાની કરી છે, જોઇતી માહીતી તથા ખુલાસાઓ આપ્યા છે. એટલુંજ નહી પરંતુ અમારી સમાજનાં બંધારણ તથા પ્રસંગોપાત કાર્ય બાબતના હેવાલો વિગેરે દ્વારા અમદાવાદ, વડોદરા વિગેરેનાં મુખ્ય વર્તમાનપત્રોએ છાપી તેનું અસ્તીત્વ તથા પ્રગતિ જાહેરમાં આણ્યાં છે. કદાચ સુધારકોની અત્યાર સુધીની રીતભાતથી જણાઇ આવ્યા મુજબ તેઓ, વર્તમાન પત્રો વાચીને તે દ્વારા મળતી હકિકત બાબત સંગીન વિચાર કરવાની તસ્દી લેવાનું તેઓને યોગ્ય જણાયું નહી હોય, અને તેથી તેઓ અજ્ઞાન રહ્યા હોય, તો તેમાં દોષ કોનો ? અમારી ભુલ થઇ કે, તેઓના બારણામાં જઇને તેઓની અજ્ઞાનતા દુર કરવા માટે અમોએ તેઓના બારણાં આગળ જઈ, અમારી સમાજના અસ્તિત્વ તથા પ્રગતિ બાબત ઢોલ વગડાવી ઢંઢેરો પીટાવ્યો નહીં ! વારૂ, હજુ પણ બહુ મોડું થયું નથી, અને જો તેઓ અમારી સમાજ બાબત વિશેષ માહીતગાર થવા પ્રયત્ન કરશે તો અમોતો ખુશીજ થઇશું, એટલુંજ નહી, પરંતુ પૂર્ણ ભ્રાતૃભાવથી તેઓની સાથે વિચારવાળાની પણ પૂર છુટથી આપ લે કરીશું.

( ૯ ) બાળલગ્નના આપણા રાજ્યના કાયદાની હકુમત બહાર પરરાજ્યમાં દુર બેસી, અમારા " સુધારક " ભાઇઓ અમોને પુછે છે કે તે કાયદામાં ત્રાસ વર્તાવનારાં કયાં તત્વો છે ? એક રીતે તે બાબતનું તેઓનું અજાણપણું સ્વાભાવિક છે; કેમકે દુર મુલકમાં

ાલતી લડાઇ બાબત, માત્ર વર્તમાન પત્રો શાન્તિથી વાંચનારાઓને જેમ લડાઇમાં રોકાતા સૈનિકોને કેવા ઘા સહન કરવા પડે છે અને ઓનાં હૃદય કેવી રીતે ચુરેચુરા થઇ જાય છે, તેનો ખરો ખ્યાલ ાં ભયાનક સ્થિતિ નજરે અનુભવ્યા વિના આવી શકે નહી તેમ, અમારી કોમમાં એકી સાથે લગ્ન કરતી વખતે, હજારો મનુષ્યોને, ગામડાંમાંથી, ઘરબાર છોડી, ધંધો ત્યજી, ટાઢ તડકામાં અને ભુખ્યા તરસ્યા તાલુકાઓમાં સ્ટાંપો લેવા માટે, અરજીઓ લખાવવા માટે અને રજાચીઠ્ઠીઓ મેળવવા માટે, સ્ટાંપવેન્ડરો પાસે, અરજી લખનારાઓ પાસે અને છેવટે માજીસ્ટ્રેટની કોર્ટમાં કેવી રીતે હેરાન થવું પડે છે અને ધક્કા તથા અથડામણી ખાવી પડે છે તેનો ખરો ખ્યાલ આ કાયદાની હકુમત બહાર વસેલા અને નિરાંતે બેસી મજા મારનારા અમારા "સુધારક" ભાઇઓને કયાંથી આવે ? તેઓને કયાં માજીસ્ટ્રેટની "રજાચીઠ્ઠી" મેળવવી આવવાનું છે ? કયાં તેઓને તે માટે પૈસા હોમવાના છે ? યા ધક્કા ખાવાના છે ? ગુજરાતની ગુઢ રહસ્યવાળી ગુજરાતી કહેણીમાંજ અમો, અમારા તે ભાઇઓને જવાબ આપીશું કે "ભાઇઓ, કોથળાનો ઘા તો કુતરો જાણે." તેઓએ "બાળલગ્ન" અટકાવવા માટે એક એવી જુઠી અને પોકળ દલીલ રજુ કરી છે કે ઘણા હિન્દુ-માબાપો, પોતાની પુત્રીને રજોદર્શન આવી જવાની બ્હીકે, તે પહેલાંજ એટલે દસ-બાર વર્ષની ઉમરે સાસરે વળાવી દે છે.—અમારે આ બાબત દીલગીરી સાથે જાહેર કરવું પડશે કે, આવી જુઠી હકીકત ગોઠવી કાઢવાથી તેઓએ પોતાનું અજ્ઞાનપણું પુરવાર કર્યું છે ઉપરાંત આખી હિન્દ સમાજ ઉપર એક જુઠું અને હીણપસ્તી ભરેલું બહોતાનજ ઠોકી બેસાડયું છે. નિદાન અમારી કડવા પાટીદાર કોમમાંથી, દીકરીને યોગ્ય ઉમર

ની થયા પછીજ સાસરે ધણીને ત્યાં વળાવવામાં આવે છે; અને આટલા માટેજ, અર્થાત્ દીકરીને અપરિપકવ ઉમરે સાસરે વળાવવામાં આવે નહીં તે હેતુથી તો અમારા પૂર્વજોએ, નાનપણમાં થતી લગ્ન-વિધિમાં પુખ્તણાની વાંચી યોગ્ય ઉમર થયેથી, સાસરે વળાવવાથી કરવામાં આવે છે આટલા માટેજ અમોએ અમારી પ્રથમની અરજોમાં પણ માત્ર લગ્ન ક્રિયા ઉપર અંકુશ નહીં મુકતાં, ખરેખર જ્યાં અંકુશ જોઇએ ત્યાં એટલે, યોગ્ય ઉમર પહેલાં વર-કન્યાને સંસાર સંયોગમાં દાખલ કરનારને શાસનપાત્ર કરાવવા માગણી કરેલી છે; જો કે તે વાત ઉપર જણાવેલા કહેવાતા "સુધારકો" એ ધ્યાન આપવાનું યોગ્ય ધાર્યું નથી !

( ૧૦ ) વળી તેઓના તરફથી એમ જણાવવામાં આવે છે કે, અમારી જ્ઞાતિમાં "જેને જે તારીખ લગ્ન-વિધિ કરવી હોય ત્યારે થઇ શકે છે" અને તે બાબત, જ્ઞાતિ તરફથી કાંઇ પ્રતિબંધ નથી.— "સુધારકોને પોતાના મત વિચારને બંધ બેસતી હકીકત જોડી કાઢવાની છુટ છે ! વારુ, અમો તેઓને પુછીશું કે, આ પ્રમાણે અમારી લાખો મનુષ્યોની કોમમાંથી, કેટલા લોકોએ, તેઓના કહેવા મુજબ, સમૂહથી જુદા પડી, ગમે તે વખતે પોતાની મરજી મુજબ દીકરી યા દીકરાનાં લગ્ન કર્યા ? અને તેમ કરવામાં તેને કેટલું ખર્ચ લાગ્યું ? તે જણાવવા અમારા "સુધારક" ભાઇઓ કૃપા કરશે ? આખી કોમમાં તમામ ઘેર એકી સાથે વિવાહ થાય અને લગભગ દરેક માણસ પોતાને ત્યાંજ યા પોતાના અંગત સગાંને ત્યાંજ "જમણ-પાણી"માં રોકાયો હોય ત્યારે, બધાની સાથે સમૂહમાં વિવાહ કરવાથી તેને ઓછું ખર્ચ લાગશે કે, આખી કોમથી જુદા પડી, સ્વતંત્ર વિવાહ કરવામાં, "જમણપાણી" યા તો "સુધારકો" ની

પસંદગી પામેલી " ઇવનીંગ-પાર્ટીઓ " કે " ખાણીપીણી " ઓ કે " જલસાઓ કરવામાં ઓછું ખર્ચ લાગશે ? આવાં માંગલિક સાંસારિક કાર્યો કરવાની બાબતમાં મનુષ્ય સ્વભાવ કેવી પ્રેરણાઓ કરે છે. અને સમુહથી જુદા પડી, એકલા સ્વતંત્ર રીતે કરવાથી કેટલી આપદાઓ પડે છે અને કેવા ખર્ચના ખાડામાં ઉતરવું પડે છે તેનો કાંઇ વાસ્તવિક ખ્યાલ અમારા આ સુધારક ભાઇઓને છે ? બીજી રીતે વિચાર કરીએ તો, ખાસ કરીને, વગડામાં ખેતીનો ધંધો કરનારી કોમને કે જેને હરહમેશ સદંતર દિવસ અને રાત્રી, વગડામાં, પોતાના ખેતરમાંજ, તે ખેડવા યા તો, વાવવા યા તો લણવા, યા તો ઉભા પાકનું ચોર-જાનવરો કે પક્ષીથી રક્ષણ કરવા માટે, ઢોર-ઢાંખર જાળવવા માટે તેને ચારવા બહાર લઇ જવાં માટે, વિગેરે ખેતીને લગતી હરેક પ્રકારની મહેનત મજુરી કરવા માટે, ગાળવી પડે છે તેવી કોમના લોકોને, એક પછી એક એમ પોતાને ફાવે તે વખતે વિવાહ કરવાનું ફાવે ખરૂં ? એવી રીતે તેનાજ અનુકૂળ વખતે તેનાં ખેતી કરનારાં સગાં સ્નેહીઓને અનુકૂળતા હોય ખરી ? આવાંજ ગૂઢ રહસ્યવાળાં કારણોને લઇને અમારા પૂર્વજોએ લાંબા વખતને અંતરે એકી સાથે આખી કોમમાં વર-વધૂનાં જોડાં નક્કી કરવા, અને તેમ કરી, મોટી કન્યા થયે, તેનો વિહવા થઇ શકે નહી માટે લગ્ન-ક્રિયા કરવાનું ઠરાવેલું છે, અને તેનો અનર્થ ન થાય એટલા માટેજ, અપરિપકવ સ્થિતિનાં વર-કન્યાનો સંયોગ અટકાવવા સારૂ, કન્યાને રજોદર્શન થવાના અરસામાં સાસરે વળાવવાનું અમારા પૂર્વજોએ, બારિકાઇથી વિચાર કરી, તેવા રિવાજ સ્થાપી ઠરાવ્યું છે, અને તે વિરૂદ્ધ વર્તન કરનારને, અમારી જ્ઞાતિ બાજબી રીતે શાસનપાત્ર ઠરાવે છે.

( ૧૧ ) દરેક ધર્મની દરેક કોમમાં, પછી તે હિંદુસ્થાનમાં હો, કે અમેરિકા, યા જાપાનમાં હો, પરંતુ તેમાં, ઘણા લાંબા વખતથી, અનુભવરૂપી કસોટીથી કસાઇ માન્ય થએલા પ્રચલિત રિવાજો યા રૂઢીઓ, સાંસારિક વ્યવહારમાં જોવામાં આવે છે. તે સર્વથી લાભ છે યા હાની છે અગર તો તે કેવી રીતે, અને શા માટે અસ્તીત્વમાં આવ્યા છે, અને શા માટે જનસમાજ તેને આસ્થાથી વળગી રહેલ છે એ બાબત ઐતિહાસિક દૃષ્ટિએ, શાંત અને નિષ્પક્ષપાત લાગણીથી પ્રથમ બારિક તપાસ કરવી જોઇએ, અને તે તપાસમાં જો તે હાનીકારક જણાય તો પછી તેને તિલાંજલી આપવાનો વિચાર કરવો જોઇએ.—પરંતુ આધુનિક જમાનામાં ઉભરાઇ નીકળતા ઉછૃંખલ જુવાન્યા—સુધારકોને તે વાત પસંદ પડતી નથી ! તેઓને તો બસ કાંઈપણ " સુધારો " જોઇએ ! તેઓને હજારો વર્ષોથી ઉભું રહેલું ઘર, યોગ્ય ઇજનેર દ્વારા તેની ખોડખાંપણ બાબત તપાસ કર્યા વિનાજ, જમીન દોસ્ત કરી નાંખવું જોઈએ ! અને પરિણામ ? જનસમાજની ઉથલપાથલ, અને છેવટ " સુધારા " ને નામે દાખલ થયેલા " કુધારાની " ની કૃપા ( ! ) થી કોમનો વિનાશ.—જ્યાં મજબૂત સંગીન માલની હવેલી ત્યાં તેને બદલે કાંકરા અને ખેદાન મેદાન ! આ વિષય ઘણોજ ગંભીર અને બારિક અભ્યાસ કરવા સરખો છે, તે વાત આપ નામદાર પણ સ્વિકારશો એમ માની અમો તે સંબંધમાં માત્ર ટુંકાણથીજ ઉપરની સહજ સંજ્ઞા કરી, આપનો વિશેષ વખત લેવાનું યોગ્ય ધારતા નથી.

( ૧૨ ) " સુધારક " અરજદારો આપ નામદારને જણાવે છે કે, અમારી કોમમાં કન્યાનાં માબાપ તેને " ૮ થી ૧૩ વર્ષની વયે સાસરે મોકલી દે છે " અને " તેના પરિણામમાં " " વર—વધૂ વચ્ચે

જે છ વર્ષ અંતર રાખવું જોઇએ તે નહી રાખવાથી " કડી પ્રાંતમાં ૧૫ ટકા જેટલી વસ્તી ઘટી છે. તેઓને ખબર છે કે વસ્તી તો ખરેખર પ્લેગ–કોલેરા દુષ્કાળ, ઇત્યાદિ કુદરતી આફતોથી અને તે ઉપરાંત કડી પ્રાન્તમાં એકંદરીએ ધંધો રોજગાર તથા મહેનત–મજુરી લોકોને ગુજરાન માટે યોગ્ય પ્રમાણમાં નહી મળવાથી લોકો મોટી સંખ્યામાં પરદેશ ચાલ્યા ગયા છે તેથી ઘટી છે. તેઓનું વસ્તી ઘટયા બાબતનું કથન પણ આની રીતે "ચળકતા–સુધારા" અને તેની બ્હેન "અનુભવની–ખામી" નુંજ પરિણામ છે એમ આપ નામદાર આપણા રાજ્યના વસ્તી–પત્રકના રિપોર્ટો ઉપરથી તથા "જન્મ–મરણનાં પત્રકો" ઉપરથી જોઇ શકશો.

(૧૩) અમારી કોમમાં એકી સાથે એકી વખતે લગ્ન કરવાના રીવાજથી કોમમાં "લગ્ન એટલાં કજોડાં થવા લાગ્યાં છે" અને "એક વખત પરણેલી કન્યાને ગોળના આગેવાનો પૈસા લઇ બીજે ઠેકાણે વેચે છે" એવી જુઠી ફરીઆદ અમારા "સુધારક" ભાઇઓ તેમની અરજીમાં કરે છે; અને તેમ કરી એક વધારે અયોગ્ય તહોમત અમારી કોમ ઉપર ઠોકી બેસાડવાની જાળ પાથરે છે. પરંતુ જેમ દરેક જુઠાણું, મજબૂત દેખાતા બરફના કટકાની માફક, સત્યના તાપથી ઓગળી જાય છે તેમ તેઓનું આ જુઠાણું પણ લેશ માત્ર ટકી શકે તેમ નથી. અમો તેઓને પુછીશું કે આવી રીતે થએલાં કેટલાં "કજોડાં" તેઓએ અમારી લાખો મનુષ્યોની કોમમાંથી જોયાં? યા શોધી કાઢયાં? કેટલાં અને કયાં કયાં વર–વધુઓએ "કજોડાં" બાબત તેઓના પાસે ફરીયાદ કરી દાદ માગી? યા તો કેટલાંનો "કજોડાં" ના પરિણામે તેઓએ દુઃખમય સંસાર જોયો? બીજી તરફથી કયા કયા ગામના યા ગોળના કોણ કોણ આગેવાનો-

એ કન્યા-વિક્રયના પૈસા ખાધા ? કોણે કોણે, કયારે, પૈસાની લાલચે, કઇ "કન્યાનો" યા "સ્ત્રી" નો વિક્રય કર્યો ? આ બાબત તેઓ કાંઇપણ ચોકસ માહીતી દાખલા પુરાવાસહ અમારી સમાજને તેઓ બતાવશે તો સમાજ તે ઘણા આભારથી સ્વિકારી તેવાં કુકર્મો કરનારાઓને સખ્ત નસીયત કરશે. પરંતુ પુરાવા વિના, તપાસ વિના, યા બારિક પરિક્ષા વિના, બેજાતીજ રીતે એક કોમ ઉપર, બલ્કે કોઇપણ શખસ ઉપર હડહડતું જુઠું અનીતિ યા દુરાચારનું તહોમત મુકવું તે અમારા "સુધારક" ભાઇઓ વ્યાજબી અને ન્યાયી ગણતા હશે ! અમો તો તેમ કરવા હિંમત કરીશું નહી. તકરારની ખાતર જેમ દરેક પ્રજા યા કોમ, યા જ્ઞાતિ યા સમુહમાં દરેક સ્થળે, હર વખતે, કેટલાંક અનીતિમાન "કાળાં મેઢાં" હોય છે તેમ અમારી કોમમાં પણ કોઇ હોય તો તેથી શું અમારી આખી કોમ અનીતિમાન થઇ ગઇ છે અને અમારી કોમના તમામ આગેવાનો "કન્યા-વિક્રય" જેવાં દુષ્ટ કર્મો કરે છે એમ આપ નામદાર તેઓના વિરૂદ્ધ અનુમાન દોરશો ? અને તેમ જો થાય તો શું તે ન્યાય પુરઃસર થયું કહેવાય ? નહીજ; અને તેથીજ અમો અમારા વિરૂદ્ધના અરજદારોની આ દલીલને પણ કચરાના ટોપલાને સ્વાધીન કરવા સરખી ગણીએ છીએ.

૧૪ "બાળલગ્ન" કરવું તે ધર્મ-વિરૂદ્ધ છે એ વાત જાણે કોઇ જાણતાજ નથી એમ માની તે સમજાવવા માટે અમારી કોમના ઉપર જણાવેલા "સુધારકો" સદગત બ્રહ્મનિષ્ઠ શ્રીમાન્ શંકરાચાર્ય માધવતીર્થ સ્વામીએ તેઓને "સર્ટીફીકેટ" આપેલું છે એમ જણાવી તેઓની અરજીમાં, આપ નામદારને તેમાંથી થોડો ફકરો ટાંકી બતાવે છે ! અમો એકથી અનેક વખત કહેતા આવ્યા છીએ

કે " શારીરિક સશક્તતા " નો નાશ થાય યાતો " આયુષ્ય-મર્યાદા " ઘટી જાય તેવા અર્થમાં, અર્થાત અપરિપક્વ શારીરિક સ્થિતિનાં વર-વધુ પ્રજોત્પત્તિ માટેના સંયોગના અર્થમાં " બાળલગ્ન " નિન્દા સ્પદ છે ધિક્કારવા યોગ્ય છે. પરંતુ શું શ્રીમાન્ શંકરાચાર્ય, યાને તકરારની ખાતર બીજો કોઇ પણ વિદ્વાન ધર્મજ્ઞ વા ધર્મગુરૂ, લગ્ન શાસ્ત્રોક્ત વિધિ, હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે બાર વર્ષની અંદર કરવી નહી, એમ કહે છે? કે ઉલટ, બ્રાહ્મણ, ક્ષત્રી, અને વૈશ્ય ( એટલે અમો ) એ વર્ણમાં સદરહુ ઉમ્મરની અંદર લગ્નવિધિ કરવા હરકત નથી એમ કહે છે? પરંતુ તેઓએજ ટાંકી બતાવેલો શ્રીમાન્ શંકરાચાર્યના સરટીફીકેટનો ફકરો જોતાં તેઓશ્રી જે કહે છે તે, નહી કે લગ્નની વિધિ કરવા બાબત, પરંતુ ઘરડા વરને બાળક કન્યા પરણાવવા બાબત, અર્થાત્ " વૃદ્ધ-લગ્ન " નહીં કરવા બાબત તે સદ્ગત ધર્મગુરૂએ પોતાનો મત વિચાર દર્શાવેલો છે. આ પ્રમાણે અર્થનો અનર્થ કરવામાં અમારા "સુધારકો" એ પોતાનું પોત પ્રકાશ્યું છે એટલુંજ નહી પરંતુ તે ધર્મગુરૂના પવિત્ર આત્માને પણ તેથી અન્યાય કર્યો છે એમ કહેવાની અત્રે અમોને ફરજ પડે છે.

૧૫ ઉપરનાં દૃષ્ટિબિન્દુઓથી, આ પ્રશ્ન બાબત, વિચાર કરવા, અને બારિકાઇથી સારા સારની તુલના કરી, અમોને સત્વરે દાદ આપવા અમારી સમાજ આપ સાહેબને સવિનય વિનંતિ કરે છે. કહેવાતા " સુધારકો " ની અરજી બાબત અમો એટલુંજ કહીશું કે વિશેષ લંબાણથી તેનો જવાબ આપવા જેટલું પણ તેમાં સત્વ યા અર્થ નથી; તેમ તેઓની માફક, તેઓની સાથે જુઠી, જોડી કાઢેલી હકીકતની મદદ લઇ, અવિવેકી "વાગ્યુદ્ધ" માં પણ ઉતરવાની ઇચ્છા નથી. હાલના જમાનામાં "સુધારકો" આવાંજ કારણોથી જનસમા-

જનો વિશ્વાસ મેળવી શકયા નથી, અને સર્વત્ર "સુધારા" ના નામથી લોકો ત્રાસી જાય છે; કેમકે તેઓનો ચળકાટ મારનો 'સુધારો' તે સંગીન સુવર્ણમય શુદ્ધ ચળકાટનો "સુધારો" નહી નીવડતાં, આફતરૂપ, વેશધારી "કુધારો" જણાયો છે. સબબ એકંદર હકીકતનો વિચાર કરી, આપ નામદાર સાહેબ આ સોબત રજુ રાખેલા ઠરાવો, શ્રીમંત સરકારને વિદિત કરી; ઇન્સાફની દૃષ્ટિથી અમોને ન્યાય અપાવશો એવી વિનંતી સહ અમો અત્રે વિરામીએ છીએ.

---

## સંવત ૧૯૬૬ અને ૧૯૭૬ ના દસ વર્ષના ગાળામાં લગ્ન સંબંધી કાંઇ હીલચાલ થઇ નથી.

---

### નં. ૪૨

શેઠ લસ્કરી તરફથી સંવત ૧૯૭૬ સન ૧૯૨૦ નાં લગ્નની કંકોત્રી ગામેગામ મોકલાઇ હતી.

શ્રી ગણેશાય નમઃ

### શ્રી ઉમીયા માતાજીનો વિજય હો.

સ્વસ્તી શ્રી ગામ                    મધ્યે પરમપુજ્ય સર્વ ઉપમા યોગ્ય

જોગ શ્રી શહેર અમદાવાદથી લી. શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લસ્કરીના જય ઉમીયા માતાજી વાંચશોજી વિશેષ વિનંતિ કે શ્રી ઉમીયા માતાજીએ કૃપા કરીને લગ્નને માટે નીચેની શુભ તીથીઓ આપણને આપેલી છે. તે આપને આ કંકોત્રીથી જાણ માટે મોકલાવી છે. તે વધાવી લેશો અને માન્ય કરશો અને આપણા નાતભાઇઓ પાસે માન્ય કરાવશો.

# લગ્નની શુભ તીથીઓ.

## સંવત ૧૯૭૬ ના શુભ લગ્નના દીવસો.

શ્રી કામાગણેશ ચૈતર વદ દશમ મંગળવાર
,, માંડવા મુહુર્ત ચૈતર વદ અગીઆરસ ગુરૂવાર
,, મોટા ગણેશ
,, માણેક સ્થંભ
,, ગૃહશાંતિ
,, ઉકરડી નુતર
} વૈશાખ શુદ પડવો સોમવાર
શ્રી લગ્નનો શુભ દિવસ વૈશાખ શુદી ત્રીજ બુધવાર
શ્રી માંડવરાત્રી લગ્ન દિવસ વૈશાખ સુદી બારસ ગુરૂવાર
શ્રી ઉકરડી વીસરજન વૈશાખ સુદી તેરસ

## સંવત ૧૯૭૮ ના શુભ લગ્નના દીવસો.

શ્રી કામાગણેશ ચૈતર વદી તેરસ શનીવાર
,, માંડવા મુહુર્ત વૈશાખ સુદ પડવો મંગળવાર
,, મોટા ગણેશ
,, માણેકસ્થંભ
,, ગૃહશાન્તિ
,, ઉકરડો નુતર
} વૈશાખ સુદી બીજ બુધવાર
,, લગ્નનો શુભ દીવસ વૈશાખ સુદ ત્રીજ ગુરૂવાર [ શુક્રવાર
,, માંડવરાત્રીના લગ્નનો દીવસ વૈશાખ સુદી અગીઆરસ
,, ઉકરડી વીસરજન વૈશાખ સુદ તેરસ

## સંવત ૧૯૮૧ ના લગ્નના શુભ દીવસો.

શ્રી કામાગણેશ ચૈતર વદી નોમને શુક્રવાર
,, માંડવા મહુરત ચૈતર વદી અગીઆરસને રવીવાર

,, મોટા ગણેશ
,, માણેકસ્થંભ } વૈશાખ સુદ પડવોને શુક્રવાર
,, ગૃહશાંન્તિ }
,, ઉકરડી નુતર
,, લગ્ન કરવાનો શુભ દિવસ વૈશાખ સુદ બીજ શનીવાર
,, માંડવરાત્રી કરવાનો શુભ દિવસ વૈશાખ સુદ અગીઆરસ સોમવાર
,, ઉકરડી વીસરજન વૈશાખ સુદી તેરસ બુધવાર

ઉપર પ્રમાણેની લગ્નની તીથીઓ છે, તે તીથીઓને માન્ય કરશો કરાવશોજી.

લી. આપનો શુભેચ્છક.
દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ બેચરદાસ લશ્કરી.

---

## નં. ૪૩

પા. સામળદાસ બાજીદાસની જાહેર ખબર છુટી વેંચાઇ હતી.

### ॥ श्री उमीया माता प्रसन्न. ॥

### જાહેર ખબર.

અમો નીચે સહી કરનાર શ્રી ઉંઝા ગામના મોહોલાત પાર્ટીના પટેલ સામળદાસ બાજીદાસ તથા રૂપાત પાર્ટીના પટેલ લલ્લુભાઈ લખુભાઇ. આગેવાનો સમસ્ત કડવા પાટીદાર બંધુઓને ખબર આપીએ છીએ કે અમોએ શેઠજી શ્રી દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લસ્કરીની સંમતીથી લગ્ન માટેના ધાર્મીક ક્રિયા અનુષ્ઠાન વિગેરેથી અસલના રીવાજ મુજબ લગ્ન કાઢી લગ્ન પત્રો લઇને અમો અત્રે અમદાવાદ શેઠજી શ્રી દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લસ્કરીને ત્યાં આવેલા છીએ અને તેનો

વરઘોડો શેઠજી શ્રી દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લસ્કરીના મકાનેથી ચઢશે. તે પછી અસારવે દાદાહરીની વાવ પાસે માતાજી સન્નિધે લગ્નનો બીડો કંકોત્રી જાહેર કરવામાં આવશે. તેથી સર્વે ભાઈઓને ખબર આપીએ છીએ કે તે દરમિયાનમાં કોઈ પણ માણસ લગ્નની ખોટી તારીખ જાહેર કરીને પ્રજાને આડે રસ્તે દોરવા પ્રયત્ન કરે તો તે સમસ્ત કડવા પાટીદાર બંધુઓએ માન્ય કરવી નહી એજ અરજ.

**પા. સામળદાસ બાજીદાસની સહી દા. પોતાના.**
મોહોલ્લાત પાર્ટી.

**લલ્લુભાઈ લખુભાઈની સહી દા. હરજીવન લલ્લુભાઈ.**
રૂવાત પાર્ટી.

---

**નં. ૪૪**

"વીવાહની વધાઈ" હસ્ત પત્રિકા છુટી વેંચાઈ હતી તથા તા. ૨૮ મી ડીસેંબર ૧૯૧૯ ના પ્રજાબંધુ અને ગુજરાતી પંચમાં છપાઈ હતી.

## વિવાહની વધાઈ.

સર્વે કડવા પાટીદાર ગ્રહસ્થોને ખબર આપવામાં આવે છે કે અમારે ત્યાં અસલના રીવાજ પ્રમાણે ઉંઝાના લંબીઆ ઉમીયાજી માતામાંથી લગ્નનો બીડો લઈ આવેલા છે. તે બીડો આજે ખુલતાં નીચેની લગ્નની તારીખ આવેલી છે.

સંવત ૧૯૭૬ ના વૈશાખ સુદ ૪ ને વાર ગરેઉના રોજે લગ્નની તારીખ નક્કી થયેલી છે અને તે તારીખ બીડામાંથી નીકળેલી છે, માટે સર્વે ભાઈઓએ તે તારીખે લગ્ન કરવાં.

અસલના રીવાજ પ્રમાણે મહા સુદ ૫ ( વસંતપંચમી ) ના રોજે તોરણ બાંધવા જઇશું. તે વખતે બાકીની ( ગણેશ તથા માંડવરાતની તારીખો ) વંચાશે. એજ તા. ૨૩-૧૨-૧૯૧૯.

પટેલ કાળીદાસ બેચાભાઇ.
કડવા કણબીની નાતના પટેલ.

---

## નં. ૪૫

પટેલ અને લશ્કરી પક્ષ વચ્ચે તકરારનો મી. માણેકલાલ ચીમનલાલ અને મી. ચંદુલાલ માધવલાલ એ બે જણાએ લવાદ તરીકે આપેલો નિવેડા-નિર્ણય-ની હસ્ત પત્રિકા છુટી વેંચાઇ હતી. ( દીલગીરી છે કે આ નિર્ણય માન્ય રખાયો નહોતો. )

અમદાવાદ કડવા પાટીદાર જ્ઞાતિમાં લગ્નના સંબંધમાં લાંબી મુદત થયાં પક્ષાપક્ષ ચાલતો હતો. તેની બાંધછોડ કરી અમારા વિદ્યમાને બંન્ને પક્ષો તેનો નિવેડો લાવેલા અને હવે પછીના લગ્ન નીચે પ્રમાણે તારીખ અને સાલના તે બંન્ને પક્ષોએ કબુલ કરેલાં, બાદ બંન્ને પક્ષો અંદર કેટલીક ગેર સમજુત થતાં બંન્ને પક્ષો તરફના લગ્નના પડા ( કે જેમાં લગ્નની તારીખો હોય છે ) જે અમો પૈકી ચંદુલાલ માધવલાલને ત્યાં ટ્રષ્ટમાં મુકાએલાં હતાં તે બંન્ને પક્ષોને આજરોજ સવારે નવ વાગે એક બીજાના વિદ્યમાન આપી દેવામાં આવ્યા છે. અમારા વિદ્યમાન બંન્ને પક્ષોએ જે લગ્નો કબુલ કરેલાં તેની વીગત જાહેરમાં મુકવા યોગ્ય લાગવાથી જ્ઞાતિબંધુઓની જાણ માટે તે જાહેર કરવા આથી રજા લઇએ છીએ સંવત ૧૯૭૬ ના પોષ સુદ ૧ વાર બોમે તા. ૨૩ ડીસેમ્બર ૧૯૧૯.

**માણેકલાલ ચીમનલાલ સહી. દા. પોતે.**
**ચંદુલાલ માધવલાલ સહી. દા. પોતે.**

**સંવત ૧૯૭૬ ના શુભ લગ્નના દીવસો.**

શ્રી કામાગણેશ ચૈત્ર વદ દશમ મંગળવાર.
,, માંડવામુહુર્ત ચૈત્ર વદ અગીઆરશ ગુરૂવાર.
,, મોટા ગણેશ
,, માણેક સ્થંભ
,, ગૃહશાન્તિ
,, ઉકરડીનુતર
} વૈશાખ શુદ પડવો સોમવાર.
શ્રી લગ્નનો શુભ દિવસ વૈશાખ સુદી ત્રીજ બુધવાર.
શ્રી માંડવરાત્રી લગ્ન દિવસ વૈશાખ સુદી બારસ ગુરૂવાર.
શ્રી ઉકરડી વીસરજન વૈશાખ સુદી તેરસ.

**સંવત ૧૯૭૯ ના શુભ લગ્નોના દીવસે.**

શ્રી કામાગણેશ ચૈતર વદી તેરસ શનીવાર.
,, માંડવામહુરત વૈશાખ સુદી પડવો મંગળવાર.
,, મોટાગણેશ
,, માણેકસ્થંભ
,, ગૃહશાન્તિ
,, ઉકરડીનુતર
} વૈશાખ સુદી બીજ બુધવાર.
,, લગ્નનો શુભ દીવસ વૈશાખ શુદ ત્રીજ ગુરૂવાર.
,, માંડવરાત્રીના લગ્નનો દીવસ વૈશાખ સુદ અગીઆરસ શુક્રવાર
ઉકરડી વીસરજન વૈશાખ સુદ તેરસ.

**સંવત ૧૯૮૧ ના લગ્નના શુભ દીવસો.**

શ્રી કામાગણેશ ચૈતર વદી નોમને શુક્રવાર.
,, માંડવા મહુરત ચૈતર વદી અગીઆરસને રવીવાર.

| | | |
|---|---|---|
| ,, મોટાગણેશ | } | વૈશાખ સુદ પડવા ને શુક્રવાર. |
| ,, માણેકસ્થંભ | | |
| ,, ગૃહશાન્તિ | | |
| ,, ઊકરડીનુતર | | |

,, લગ્ન કરવાનો શુભ દિવસ વૈશાખ સુદ બીજ શનીવાર.

,, માંડવરાત્રી કરવાનો શુભ દિવસ વૈશાખ સુદ અગી-
આરશ સોમવાર.

,, ઉકરડી વીસરજન વૈશાખ સુદી તેરસ બુધવાર.

**માણેકલાલ ચીમનલાલ સહી. દા. પોતે.**
**ચંદુલાલ માધવલાલ સહી. દા. પોતે.**

---

નં. ૪૬

સંવત ૧૯૭૬ ના વૈશાખ સુદ ૪ ના મહાદોષ નામક હસ્ત પત્રિકા મી. દુરગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી તરફથી છપાઇ છુટી વહેંચાઇ હતી.

## સંવત ૧૯૭૬ ના વૈશાખ સુદ ચોથના મહાદોષ.

**પ્રિય કડવા પાટીદાર બંધુઓ—**

આપણે માટે સંવત ૧૯૭૬ ની સાલના લગ્નની તિથી તરીકે કોઇક પક્ષ તરફથી માતા ઉમિયાજીએ આપેલી કહીને વૈશાખ શુદ ૪ જાહેર કરેલી છે. અને ગામેગામ ફેલાવેલી છે પણ ભાઇઓ તે તિથીએ આપણે આપણા બાલકોનાં લગ્ન કરવાં તે બિલકુલ ધર્મ વિરૂદ્ધ ( શાસ્ત્ર વિરૂદ્ધ ) અને વર કન્યાને તથા તેમના માતા પિતાને અતિશય હાનિકારક છે. તે નીચે પ્રમાણે

વૈશાખ શુદ ૪ ને ગુરૂવારનો દિવસ લગ્ન માટે ઘણો અનિષ્ટ છે.

તે શાસ્ત્રોના પ્રમાણો સાથે નીચે બતાવવામાં આવ્યા છે.

શાસ્ત્રોમાં કહે છે કે જ્યારે જ્યારે ચોથને ગુરૂવાર એકઠાં હોય ત્યારે ત્યારે આખો દિવસ મ્રત્યુદા (**म्रत्युदा**) તિથી થાય છે. (પ્રમાણ).

**रवौ भौमे भवेन्नन्दा भद्रा भार्गव चन्द्रयोः**
**बुधे जया गुरौरिक्ता शनौ पूर्णाच मृत्युदा ॥**

વળી શાસ્ત્રમાં કહે છે કે જે દિવસે મૃગશિર્ષ નક્ષત્ર અને ગુરૂવાર એકઠાં થાય છે તે દિવસે મૃત્યુયોગ પણ થાય છે.

ચોથના દિવસે નક્ષત્ર મૃગશિર્ષ છે. અને વાર ગુરૂ છે. તેથી ચોથનો દિવસ અને આખી રાત મૃત્યુયોગ છે. ને તે છેક પાંચમના સવાર સુધી રહે છે.

પ્રમાણ વાંચો.

**मृगशिरसि सुरेज्ये नागदेवेच शुक्रे**
**रवि सुतमपि हस्ते मृत्युयोगा भवन्ति ॥**

આ મૃત્યુયોગમાં તો કંઇ સાધારણ કામ પણ થઇ શકેજ નહિ તે વાત જગજાહેર છે. તો લગ્ન તો થઈજ કેવી રીતે શકે ? તેમ ચોથના દિવસ વિષ્ટિ છે. તે પણ ઘણી અનિષ્ટ ફલ આપનારી છે.

તેમજ વળી સૂર્યના નક્ષત્રથી તે ચોથના દિવસનું ચંદ્રમાનું નક્ષત્ર મૃગશિર્ષ પાંચમું છે. તેથી વિવાહ કાર્યમાં ઘણોજ અનિષ્ટ ઉપગ્રહ દોષ પણ ચોથમાં છે. ને ચોથના દિવસે ઉત્પાત યોગ પણ છે. (પ્રમાણ વાંચો).

**शराष्टदिक् शक्रनगाति धृत्य स्तिथि धृतिश्च प्रकृतेश्च पूर्वाः ।**
**उपग्रहाः सुर्यभतो ऽब्जतागाः शुभानदेशे कुरुबाल्हिका नाम् ॥**

વળી ઉપર જણાવેલા ત્રણ મહાદોષો ઉપરાંત બીજા દોષો પણ ઘણા છે. જે લંબાણ થઇ જવાના કારણે અહીં લખતા નથી.

આ ઉપરથી સારાંસ એકે વૈશાખ સુદ ચોથને ગુરૂવારનો દિવસ વરઘોડો ચઢાવવા, પીઠી ચઢાવવા, ફુલેકુ ચઢાવવા જાન લેઇને જવા, કન્યાના હાથે ચુડીઓ તથા મંગળ કંકણ તેમજ મીંઢળ વગેરે બાંધવા, ને લગ્ન કરી વર કન્યાને વળાવવા માટે ઘણોજ અશુભ દિવસ છે. અને શુભ કાર્યો તો તે દિવસમાં બિલકુલ થાયજ નહિ. ને ચોથમાં જો કદાચ કરે તો વર કન્યાને તથા તેમના માતા પિતાને તેમ ધનને મોટી હાનિ આવે તેવું છે. તેવાં કારણોથીજ ટીપણામાં લગ્નનાં મુહુર્તો જે આપેલાં છે, તેમાં તે ચોથનો અનિષ્ટ દિવસ દાખલ કરવામાં આવ્યો નથી. તેથી આપ સર્વે ભાઇઓને નમ્ર વિનંતિ કરવામાં આવે છે કે વૈશાખ સુદ ચોથને ગુરૂવારને લગ્નના મુહુર્ત તરીકે શાસ્ત્રે ગણેલું નથી તેથી આપ સર્વ ભાઈઓ પણ ચોથને લગ્ન દિવસમાં ગણશો નહિ તેમજ આપનાં છૈયાં છોકરાંઓનું શુભ વાંચવું હોય તો તે દિવસે લગ્ન સંબંધનું કાંઇ પણ શુભ કાર્ય કરશો નહિ એજ.

લી. આપનો શુભેચ્છક

**દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લસ્કરી.**

---

નં. ૪૭

ઉપલી હસ્ત પત્રિકાના જવાબ રૂપે સં. ૧૯૭૬ ના વઈશાખ સુદ ૪ કડવા કણબીના લગ્ન કરવા માટે ઘણીજ શ્રેષ્ટ એ નામની હસ્ત પત્રિકા વિરૂદ્ધ પક્ષવાળાએ વહેંચી હતી.

॥ श्री उमीयाजी प्रसन्न: ॥

## જાહેર ખબર.

### સંવત ૧૯૭૬ ના વૈશાખ સુદ ૪ ( ચોથ ) કડવા કણ-બીના લગન કરવા માટે ઘણીજ શ્રેષ્ઠ.

પ્રીય કડવા પાટીદાર બંધુઓને જણાવવાનું કે આપણા ભાઇ-ઓને દુર્ગાપ્રસાદ તરફથી જાહેર કરવામાં આવે છે કે સંવત ૧૯૭૬ ના વૈશાખ સુદ ૪ ગરેઉનું લગન કરવામાં મૃત્યુ યોગ તેમ ઉત્પાત યોગ છે. તેથી કરી મહાદોષ છે. એમ કહી તે દિવસે લગન ના કરવા વહેમમાં નાંખે છે. પણ તે કોઇએ માનવું નહી. કારણ કે તેમને જાહેર કરેલી સંવત ૧૯૭૬ ના વૈશાખ સુદ ૩ બુધવારની તારીખ છે. તે તારીખે લગન કરવા માટે અમલમાં આવે તેવો પ્રયત્ન છે. તેમને કયા મોટા શાસ્ત્રી અગર પંડિતે શ્લોક લખી સીદ્ધાંત કરી આપેલો છે તે જણાવતા નથી. તેમ તે પોતે તેવા ધર્મશાસ્ત્રના અનુભવી નથી. અમોને સારા વીદ્વાન પંડીતોના અભી-પ્રાય મલ્યા છે. તેની હકીકત શ્લોક સીદ્ધાંત સાર સાથે નીચે જા-હેર કરીએ છીએ.

॥ श्री उमीयाजी प्रसन्न: ॥

### કડવા પાટીદાર જ્ઞાતી સમસ્ત ભાઇઓ.

વિ. વિ. કે ચાલુ વર્ષમાં વઇશાખ માસ શુક્લ પક્ષ ચોથનું શુભ મુહુર્ત શ્રી ઉમીયાજીની સ્વઇચ્છાનુસાર નીકળેલ મુહુર્ત પત્રિકા પ્રમાણે શુભ છે અને તેજ લગ્ન કરવાથી સર્વ બાલકો સુખી થશે. કારણ કે કેટલાંક વખતે સામાન્ય પક્ષના માણસો વારંવાર પોતાનું

પ્રાબલ્ય બતાવવા દૈવની ઇચ્છાનુ અપમાન કરતા આવ્યા છે અને તેજ પ્રમાણે અનેક રીતના મુહુર્ત દોષ જણાવે છે તે કેવળ પોતાનાં અભીમાન જાહેર કરે છે. ગ્નાતીના ઝગડા ગ્નાતીના કાર્યમાં કરવાના છે પરંતુ માતાના લગ્નમાં તે વ્યવહારીક છે વળી આ વ્યવહારીક લગ્ન નથી. જેથી જ્યોતિશાસ્ત્રમાં તેનો બાધ નથી સંવત ૧૯૭૬ ના વઇશાખ શુદી૪ ના માહા દોષ એવા નાતના શુભેચ્છક દુર્ગાપ્રસાદ તરફથી નીકળેલ જાહેર ખબરથી સર્વ લોકના મનને ઉદ્વિગ્ન કર્યા છે તે અયોગ્ય છે.

કારણ ત્રીજ ઉપર ચોથ રીક્તાતિથી છે. **हानिदाच चतुर्थिका ॥** ચતુર્થી હાની કર્તા છે. તેથીજ માતાજીએ પોતે પાંચમ પુર્ણાતિથી ગ્રહણ કરી છે. ગુરૂવાર માતાજીનો વ.ર છે. નક્ષત્ર લગ્ન યોગ્ય છે સામાન્ય રીતે આખા જગતના સ્ત્રીપુરૂષો જાણે છે કે બુધવારે બેટી વળાવાયજ નહિ. કારણ કે !

**आदित्यवारे प्रभवंति रोगा**
**भौमेच मृत्यु विधवा बुधेच ॥**

લોકો પોતાના મનમાં એમ જાણતા હોય કે રાત્રીના બાર વાગ્યા પછી વાર બદલાતો હશે. પરંતુ તેમ નથી સુર્યના ઉદયથી ઉદય સુધી વાર કાયમ રહે છે માટેજ માતાજીએ ગુરૂવાર પ્રમાણ કરેલો છે બુધવારે વર કન્યા વળાવવાથી કન્યાનો વિધવા યોગ પ્રાપ્તી થાય છે.

વળી **मृत्युदात्री तुमवभीपंचमी सर्व सिद्धिदा ॥** તેમજ મૃત્યુયોગ એટલે શું ! પાટીદારના અકાલ અવિવાહીત લગ્નને માટે કોઇ પણ જાતનો દોષ લાગુ થતો નથી. વ્યતિપાત યમઘંટ મૃત્યુયોગ ગુરૂ

શુક્રાસ્ત યાસિંહસ્થના વર્ષમાં માતાજીની ઇચ્છાથી લગ્ન કરવાથી તેનું શુભ છે. મૃત્યુયોગ શાસ્ત્રનો કલ્યાણકારક યોગ છે. વિષ્ટિ કલ્યાણી છે. છતાં શાસ્ત્રમાં તે દરેકની કાર્ય પ્રત્યે ઘટીઓ ત્યાગ કરવાની કહેલી છે. વિષ્ટિ એટલે શું પંચાગના પાંચ અંગોમાં જે જે કામમાં જેની અધિકતા હોય તેનોજ ઉપયોગ કરવો. તેવું શાસ્ત્રમાં છે.

**तिथीरेक गुणाप्रोक्ता नक्षत्रंच चतुर्गुणं**
**वार षष्ठागुणाज्ञेया मासचौष्ठ गुणस्मृता ॥**

તથાપી મુહુર્ત બ્રાહ્મવિવાહ માટેજ છે. દૈવી લગ્ન માટેજ કોઇપણ જાતના કુયોગ હોતા નથી.

**दैवो लग्न मस्ति चेत् तर्हि च वसति**
**अन्यत्र कुयोगादिबाधंनतु ॥ कस्मात्**
**इश्वरनाम्ने वंशय ॥ उमयानाम्ने कन्याय ॥**
**एवंसति देव लग्न मस्ति ॥**

તે ઉપરાંત ઘણાક શાસ્ત્રોના વચનથી વઇશાખ સુદી ૪–૫ ગુરૂવારનું કાઢેલું મુહુર્ત સારી રીતે સિદ્ધ થઇનેજ નીકળેલું તેનેજ દરેક ભાઇઓએ પોતાની પરંપરાની માન્યતા રાખી સર્વ જગ્ત માત્ર કડવા પાટીદારના બાળકોના લગ્નદૈવના કાઢેલા મુહુર્તમાં કરવાથી કોઈ જાતનો મહા દોષ છેજ નહિ.

વળી મૃત્યુ યોગ મહાન યોગ છે પરંતુ તેજ દીવસે શુભયોગ શું છે. તે જણાવું છું.

**मुक्ताविल्लका विल्लला लीललाता ॥**
**महाकोलता मोयना चोम कोया**

**कलाबार वोसअभाशि दग्रशिल्ल्सल्ला
विला मादला बादला ग्वावयोगा ४**

સાયંકાળે ગુરૂવારે પંચમી થવાથી દરેક જાતના કુયોગ નષ્ટ થઈ જાય છે. અને અશ્વઆગ યોગથીજ માતાજીએ પોતાનાં લગ્નનું મુહુર્ત સિદ્ધ કર્યું છે. તેજ શુભ છે. અહમદ બાદશાહે વૈશાખ સુદી ૫ ગુરૂવારે જે અમદાવાદ શહેર પોતાનું નામ કાયમ રાખવા માટે જે મહુરત કર્યું હતું અને તેજ મુહુર્તથી આ શેહેરની દીન પરદીન ઉન્નમતી થતી જોવામાં આવે છે. તે અશ્વઆગ યોગથીજ ( જુઓ કુરાનમાં ) તો આ લગ્નપત્રીકા માતાજીમાંથી પ્રસિદ્ધ થઈ નીકળી છે. તે પ્રત્યક્ષ માન ફળ **सौभाग्य पार्वति शयोः ॥** શંકર ભગવાન ઉમાને કહે છે કે ! હમારાં દૈવીલગ્નમાં જે જે બાલ કન્યાઓના લગ્ન થશે તે અખંડ સૌભાગ્ય ભોગવવાં વાળાંજ થશે. **मनुमानुषि विवाह.**

ઉપર પ્રમાણે અમોને અભીપ્રાય મળ્યા છે તેથી કરી સંવત ૧૯૭૬ ના વૈશાખ સુદ ૪ ગરેઉનું લગન રૂડી રીતે કરવા કોઈએ અચકાવવું નહીં. આપડા લગન દેવલગન ગણાય છે તેમ ઉમામહેશ્વરના શુભગ્રહ ચંદ્રમા જોઈ તેમની કુંડળી કાઢી માતામાં બીડો નાંખીને લગન એકજ નીકળે છે. આ પ્રમાણે અસલથી વંશપરંપરાથી થાય છે દેવલગનને મનુષ્ય લગન સાથે સંબંધ રહેતો નથી. મનુષ્ય લગન સાથે સંબંધ હોય તો એકજ દીવસે બધાના ગ્રહો અગર ચંદ્રમા ક્યાંથી અનુકુળ હોય સંવત ૧૯૭૬ ના વૈશાખ સુદ ૩ બુધવારે અડચણોની હકીકત ઉપર જણાવેલી છે. તે ઉપરાંત તે દીવસે કડવા કણબીની નાતને બારમો ચંદ્ર છે. તે ધ્યાન લેશો. માટે સરવે ભાઈઓએ સંવત ૧૯૭૬ ના વૈશાખ સુદ ૪ ના લગન

કાંઇ પણ વહેમ લાવ્યા વગર ફરી રીતે કરવા ને કોઇ પણ ભાઇને વહેમ આવે તો ઉપરની હકીકત પંડીતના અભીપ્રાય સાથેની જણાવી છે તે કોઇ સારા વીદ્વાન શાસ્ત્રી અગર પંડીતોને બતાવી ખાતરી કરી લેવા ભલામણ કરીએ છીએ. એજ

અમદાવાદ. તા. ૨૮-૧૨-૧૯

લી૦ આપનો શુભેચ્છક.
પટેલ. કાળીદાસ ઓઘાભાઇ.
કડવા કુળબીની નાતના પટેલ.

---

## નં. ૪૯

ઉમીયા માતામાંથી નિકળેલાં ખરાં લગ્નનો ખરો ખુલાસો એ નામની હસ્ત પત્રિકા ઉંઝાના પટેલ સામળદાસ બાજીદાસની સહીથી છપાઇ વેંચાઇ હતી. [ વાંચનારને વીનંતી છે કે નં. ૪ ની હસ્ત પત્રિકા આની સાથે સરખાવવી. સન ૧૯૧૦ માં લશ્કરી પક્ષની વિરૂદ્ધમાં પા. સામળદાસ બાજીદાસ હતા તેજ પા. સામળદાસ સન ૧૯૨૦માં લશ્કરી પક્ષમાં ભળીને સામા પક્ષની વિરૂદ્ધ બોલે છે. લોક વાયકા છે કે સન ૧૯૧૦ માં શેઠ શંભુપ્રસાદ ગુજરી ગયેલા અને મી. દુર્ગાપ્રસાદ નાની વયના હોઇ લશ્કરીની મીલકત સરકારના કાબુમાં હોવાથી પા. સામળદાસને ધન પ્રાપ્તી નહીં થવાથી સામા પક્ષમાં ભળ્યા હતા. એ વાયકામાં સત્યાંસ જણાય છે, અને પા. સામળદાસ બાજીદાસ સ્વતઃ સીદ્ધ જુઠા ઠરે છે. તેજ પા. સામળદાસ માટે ના. ગાયકવાડ સરકારના કડી પ્રાંતના સુબા સાહેબના દા. હુકમમાં શું કહે છે તે જુઓ. ]

# ઉમીયા માતાજીમાંથી નીકળેલાં ખરાં લગ્નનો ખરો ખુલાસો.

અમો નીચે સહી કરનાર ગામ ઉંઝાના મોહોલ્લાત તથા રૂસાત પાર્ટીના આગેવાન પટેલ સામળદાસ બાજીદાસ તથા પટેલ લલ્લુભાઇ લખમીચંદ તે સર્વે ગામના રહીશ કડવા પ.ટીદાર ભાઇઓને આથી જાહેર કરીએ છીએ કે અમો શ્રી માતા ઉમીયાજીમાંથી વિધિપુર્વક કાઢેલી લગ્નની તિથીનો પડો તથા કંકોત્રી લઇને અમદાવાદમાં શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ બહેચરદાસ લશ્કરીને ઘેર આવેલા હતા અને તેમણે હમેશના રીવાજ મુજબ વરઘોડો કાઢીને અસારવે જઇને ત્યાં તોરણ બાંધીને અમદાવાદની નાતના તરવાડી પાસે પડો ફોડાવી તથા વંચાવી લગ્નની તારીખ સંવત ૧૯૭૬ ના વઇશાખ સુદ ત્રીજ ને બુધવાર જાહેર કરી હતી. આ વાત સત્ય છે અને તેમાં કાંઇ સંદેહ નથી.

તે અરસામાં કાળીદાસ બાપાલાલની સહીથી એમ જાહેર કરવામાં આવ્યું હતું કે લગ્નની તિથી સંવત ૧૯૭૬ ના વઇશાખ સુદ ચોથ ને ગુરૂવારની છે ત્યારબાદ તેમણે તા. ૨૫–૧૨–૧૯ ને રોજ એક જાહેરખબર બહાર પાડી એમ જણાવેલું હતું કે લગ્નની તીથી સંવત ૧૯૭૬ ના વઇશાખ સુદ ચોથની છે તે ખરી છે. વળી તેમાં તેમણે લખ્યું છે કે લગ્નના બ્રાહ્મણો તેમજ લગ્ન કાઢવાના હકદાર પટેલો ઉંઝામાં ઉમીયા માતાજીમાંથી લગ્નનો બીડો લઇ આવેલા તેમાંથી કાઢેલી છે અને તે લગ્ન હરવખતના રીવાજ મુજબ જે વિધિથી થાય છે તે વિધિસર કાઢી લાવવામાં આવેલું છે વગેરે વગેરે: અને તે જાહેર ખબરના જવાબમાં અમો જણાવીએ છીએ

કે લગ્નની તિથી અમો ઉંઝા ગામના મોહોલાત ફસાત પાર્ટીના આગેવાનો પા. શામળદાસ બાજીદાસ તથા પટેલ લલ્લુભાઇ લખમીચંદે યથાવિધી કાઢેલી છે તેનો પડો તથા કંકોત્રી લઇને અમો સીધા અમદાવાદમાં શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ બેહેચરદાસ લશ્કરીને ઘેર સીરસ્તા મુજબ આવેલા હતા અને અમારો આણેલો પડો તથા કંકોત્રી અસારવા આગળ આપણા કડવા પાટીદારની સભાસમક્ષ તરવાડીના હાથમાં આપેલ હતાં તે તરવાડીએ બધાની રૂબરૂમાં ખોલીને સંવત ૧૯૭૬ ના વઇશાખ શુદ ત્રીજને બુધવાર વાંચી હતી આ તીથી શિવાયની બીજી કોઇ પણ તિથી આપણાં લગ્નની તિથી નથી અને જો કોઇ તેમ કહે તો તે તદ્દન ખોટું છે.

અમદાવાદ કડવા પાટીદારની નાતમાં ગમે તે કારણથી ગમે તેવો કલેશ હોય, અને તે કલેશનું સમાધાન કરવા નીમાયેલા પંચ માણેકલાલ ચીમનલાલ તથા રા. ચંદુલાલ માધવલાલ ગમે તે રીતે કરે, અને ગમે તે સાલની ગમે તે તિથીઓ તે લખે તેની સાથે અમારે કશી નીસબત નથી. તેમજ સુધારાવાળા ગમે તેટલી સાલની ગમે તેટલી તિથીઓ બહાર પાડે તેની સાથે પણ અમારે કાંઇ નીસબત નથી. અમારીતો દરકાર એટલીજ છે કે સંવત ૧૯૭૬ ની સાલના લગ્નની તિથી વૈશાખ શુદ ત્રીજ ને બુધવાર છે અને તેજ તિથી માતાજીમાંથી વિધિપૂર્વક પુજાપાત્રી અને પાર્થના કરીને મેળવેલી છે એટલે ખરીજ છે, અને તે તીથીને બદલે જે કોઇ કાંઇ મુદ્દાસર બીજી તીથી અગર ખાસ કરીને મહાદોષ વાળા મૃત્યુ યોગની વૈશાખ શુદ ચોથને ગુરૂવારની તિથી જાહેર કરે તે અસત્ય અને મીથ્યા છે એ જણાવવું; અને ઢોંગીને ખોટા પાડવા.

નીમાયેલા પંચ રા. માણેકલાલ ચીમનલાલ તથા રા. ચંદુ-

લાલ માધવલાલ તેમના ફેંસલામાં જણાવે છે કે બંન્ને પક્ષો તરફ-ના લગ્નનાં પડાં ( કે જેમાં લગ્નની તારીખો હોય છે ) તે બંન્ને પક્ષોને આજ રોજ એક બીજાના વિદ્યમાન આપી દેવામાં આવ્યા છે તે સંબંધમાં અમારે કહેવાનું એ છે કે અમો મોહોલાત રૂપાલ પાર્ટીના બંન્ને આગેવાનો ઉંઝાથી માત્ર એકજ પડો લઈને આવેલા હતા અને અમોએ એ પડો શેઠ. દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ બેચરદાસ લશ્કરીને સ્વાધીન કરી દીધેલો હતો બીજો પડો અમો લાવેલાજ નથી. બીજા કોઇથી લવાય એવું હતુંજ નહી એટલે બીજો કોઇ લાવ્યોજ નથી. તો પછી બીજો પડો આવ્યો ક્યાંથી ? રા. ચંદુલાલ ને આપનાર સખસને આપ્યો કોણે ?

ચોથની હીમાયત કરનારને અમો કહીએ છીએ કે અમો મોહોલાત રૂપાલ પાર્ટીના આગેવાનો જેમને માતાજીમાંથી લગ્નનો પડો મેળવવાનો હક છે અને જેમને મળ્યો હોય છે તેમના સિવાય બીજા કોઇને કંકોત્રીમાં સહી કરવાનો અખત્યાર કે હક નથી તો અમારા સીવાય બીજા કોણે આ સાલે લગ્નની કંકોત્રીમાં સહી કરી ચોથની હીમાયતીને લગ્નની તારીખ આપી તે તેણે નામવાર જણાવવું અને નહિ જણાવવામાં આવે તો તે તુત છે એમ ખુલ્લુ સમજાશે અને તે પર વિચાર કરવામાં આવશે.

ચોથના હીમાયતી તરફથી લગ્નની તિથી બહાર પડી તેની સાથે સાથે બીજી બાબતની તીથીઓ બહાર પાડવામાં આવી નથી તે ઉપરથી એમ સાફ સમજાય છે કે તેમની પાસે તે જાણવાનું સાધન જે પડો કે કંકોત્રી તે તેમને મળ્યો નથી; નહિ તો એક તારીખની સાથે બીજી ઓછી અગત્યતાની તારીખો બહાર પાડવામાં શી અડચણ કે અગવડ હતી ખરૂ.

વળી કાલીદાસ ઓધાભાઇ કડવા કણબીની નાતના પટેલ તરીકે પોતાને જણાવે છે તેમને અમો પુછીએ છીએ કે કડવા પાટીદારની નાતે તેમને કયે વખતે અને કયી જગાએ પટલાઇની પાઘડી બંધાવી અને આખી નાતના પટેલોએ હક્કાક આપ્યો તે તેમણે મહેરબાની કરીને જણાવવું અગરતો પટલાઇનો પદવી તેમણે પાછી ખેંચી લેવી.

તા. ૩૧-૧૨-૧૯૧૯.

મોહોલાત પાર્ટી.

**પટેલ સામળદાસ બાજીદાસની સહી દા. પોતે.**

રૂપાત પાર્ટી.

**પટેલ લલ્લુભાઇ લખમીચંદની સહી**

**દા. પટેલ હરજીવનદાસ લલ્લુભાઇ.**

નં. ૪૯

ઉપલા પા. સામળદાસ બાજીદાસના ઉમીયા માતાજીમાંથી નીકળેલાં ખરા લગ્નના ખરા ખુલાસારૂપી બહાર પડેલા છાપાનો પા. કાળીદાસ ઓધાભાઇનો છપાવેલો જવાબ-હસ્ત પત્રિકા છુટી વેંચાઇ હતી

## ઉમીયા માતાજીમાંથી નીકળેલાં ખરા લગ્નના ખુલાસા રૂપી બહાર પડેલા છાપાનો જવાબ.

સર્વે કડવા પાટીદાર ભાઇઓને તેમ ઊંઝાના સામળદાસ બાજીદાસ તથા લલ્લુભાઇ લખમીચંદવાળાને જણાવવાનું કે તા. ૩૧-૧૨-૧૯ ના રોજે કાઢેલા લગનના ખુલાસાના છાપાનો જવાબ નીચે પ્રમાણે.

ઊંઝાના શામળદાસ બાજીદાસ પટેલ તથા કંઇક બીજા સીધા

દુર્ગાપ્રસાદને ઘેર શીરસ્તા મુજબ ગયાનું લખે છે. તે તદન બનાવટી વાત જોડી કાઢેલી છે પડો કંકોત્રી અમદાવાદ સ્ટેશનેજ માણેકલાલ ચમનલાલને સ્વાધીન કરવામાં આવેલી હતી તે શીરસ્તા મુજબ અ-ગાસ ઘર આગળ તે લાવ્યા હતા. ને પછી માણેકલાલ પડો કંકોત્રી લઇ ગયા હતા. સામળદાસ પોતે જાણે છે કે પટેલને ત્યાં પડો કંકોત્રી જાય છે. ને ગઇ વખતના લગ્નમાં પણ તે પોતે અમારા ઘેર આવેલા છે. દુર્ગાપ્રસાદને ત્યાં શીરસ્તા પ્રમાણે જવાનો હક નથી તે પોતે સારી રીતે જાણે છે ગઇ વખતે પોતે (સામળદાસે) જાહેર ખબર તા. ૧૭-૨-૧૯૧૦ ની કાઢી હતી તેમાં જણાવેલું છે કે સમગ્ર કોમના શેઠ. વનમાળીદાસ નારાયણદાસ તથા પટેલ કુંકુમ-વાળી ઉપર લગન પત્રીકા મોકલાવાય છે પટેલ એશ્વરદાસ અંબા-ઇદાસ અમારી નાતના શેઠ પટેલ નથી. ને તેમનો હક નથી એવું સામળદાસે પોતે છપાવેલું છે. તે ઉપરથી સર્વ ભાઇઓને સમજ-વામાં આવશે કે ખરા હકદાર અમો છીએ.

અમો અમદાવાદમાં કડવા કણબીની નાતમાં પટેલ છીએ ને સમગ્ર કોમ તરફથી વંશપરંપરાથી અમારા ઘરના ઉંઝામાં ઉમી-યાજી માતાજીમાંથી લગનનો પડો લઇ ફસાન તથા મોલાત પાર્ટી-ના માણસો આવે છે. તે પ્રમાણે પણ આ વખતે પડો લઇ આવ્યા હતા ને તે પડો અમારી પાસે છે ને તે પડામાંથી સંવત ૧૯૭૬ ના વઇશાખ શુદ ૪ ગરેઉની તારીખ નીકળેલી છે. તે પડો જોવા માટે તેમ ફસાત મોલત પાર્ટીની તેમ લગનીઆની સહીઓ જોવા માટે જે ભાઇઓને ઇચ્છા હોય તેમને અમારા ઘર આગળ આવવું ને તે બતાવવામાં આવશે પણ અમોએ મહા શુદ ૫ (વસંત પંચમી) એ લગ્નના પડાની તેમ સહીઓની કોપી છપાવી બહાર

પાડવા વીચાર રાખેલો છે તે જાણવા લખ્યું છે.

અમો અમદાવાદમાં કડવા કણબીની નાતના પટેલ છીએ તેમ સમગ્ર કોમના પટેલ તરીકે પ્રથમ લગ્નનો પડો અમારે ઘેર આવે છે. તે આખી નાતમાં જગ જાહેર છે. તેમ સામલદાસ પણ સારી રીતે જાણે છે. દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદને ત્યાં નાતો થએલી તે વખતે પટેલ તરીકે અમારા બાપ દાદાઓને રૂ ૧૧ તથા શ્રીફળ મુકી રજા લેવામાં આવેલી. તેમ ચાંલ્લો કરવામાં આવેલો હતો. ને હાલ અમોને થાય છે. અમો પટેલ વંશપરંમપરાથી છીએ નવા થવા માગતા નથી. જેને નવા પટેલ તરીકે પરાણે થવું હોય તેમને પટલાઇની પદવી પરાણે લેવી નહી. ને લીધી માનતા હોય તો પાછી ખેંચી લેવી.

લગ્નની ( માંડવરાત ગણેશ પુજાની ) તારીખો અસલના રીવાજ પ્રમાણે મહા શુદ ૫ ( વસંત પંચમી ) એ જાહેર થશે. તેમ છતાં કોઇને હાલ જોવી હોય તો પડામાંથી આવી જોઇ જવી ઉંઝાના સામળદાસ બાજીદાસ તથા લલ્લુભાઇ લખમીચંદવાળા પોતાના અંગત હીતની ખાતર લોકોને ઉંધે રસ્તે દોરે છે તે માનવું નહીં ગઇ વખતના લગ્નમાં પોતે અમારા ઘેર આવ્યા હતા આ વખતે તેમની પાર્ટીના માણસોને મોકલ્યા છે. ને પોતે વીશેષ હીત મેળવવા હક નહી છતાં દુર્ગાપ્રસાદને ઘેર ગયા છે વળી ઉંઝાના સામળદાસ બાજીદાસ તથા લલ્લુભાઇ લખમીચંદવાળાને જણાવવાનું કે તમોએ અમારા વંશપરંમપરાના હક વીરૂદ્ધ જે કૃત્ય કરેલું છે, તેમ બદનક્ષી ભર્યું લખાણ કર્યું છે તેના માટે લખીતવાર દીન ૮ ) આઠમાં અમારી લખીતવાર માફી માગવી તે પ્રમાણે નહી વર્તો તો વકીલની સલાહ મળ્યા મુજબ યોગ્ય પગલાં ભરવામાં આવશે.—

અમો વીશેષ લખી લંબાવવા માગતા નથી. માટે સર્વે ભાઇ-

ઓએ માતાના પડામાંથી સંવત ૧૯૭૬ ના વૈશાખ સુદ ૪ ગરેઉનું લગ્ન નીકળેલું છે તે માનવું. એજ.

| | |
|---|---|
| **અમદાવાદ.** | **પટેલ. કાળીદાસ બેચારભાઈ.** |
| તા. ૬-૧-૧૯૨૦. | **કડવા કણબીની નાતના પટેલ.** |

---

**નં. ૫૦**

ઉંઝાના મોલોત અને રૂસાતના પાટીના પટેલોની પા. સામળ આજીદાસ વિરૂધની જાહેર ખબર છૂટી વેંચાઇ હતી. તેમાં લગભગ ૨૦૦ પાટીદારોની સહીઓ હતી.

ઉમાયાજી માતાજી સત્ય.

## જાહેર ખબર.

### અમો નીચે સહીઓ કરનાર ઉંઝાના મોલોત તથા રૂસાત પાટીના ભાઇઓ જણાવીએ છીએ કે—

ઉંઝાના પા. સામળદાસ આજીદાસ તથા પટેલ લલ્લુભાઇ લખમીચંદે તા. ૩૧-૧૨-૧૯ ના રોજ જાહેર ખબરમાં જાહેરાત આપી જણાવ્યું કે લગ્ન કાઢવાનો હક અમારો છે. તે વાત તદન ખોટી છે. પણ લગ્ન કાઢવા રૂસાત પાટી તથા મોલાત પાટીનો હક છે કારણ કે તેમણે તો પોતાનો હક સંવત ૧૯૬૬ ની સાલમાં શેઠ દુરગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરીને લખી આપેલો છે. તેથી તેમનો હકજ નથી. અને અમારા બંને પાટીના વડીલો અમદાવાદ આદિ-આવાળા પટેલ કુટુમને ત્યાં લગ્નનો પડો લઇ જતા અને અમે પણ મોકલી જઇએ છીએ.

વળી શેઠ દુરગાપ્રસાદ શંભુપ્રસાદને ત્યાં પંડા લઇ જવાનું ઉપરના બંને ઇસમો જણાવે છે. તે વાત તદન ખોટી છે. પોતાના સ્વાર્થના લીધેજ આ પ્રમાણે જણાવે છે.

માટે ઉપરના બંને ઇસમો પા. સામળદાસ બાળીદાસ તથા લલ્લુભાઇ લખમીચંદની સહીથી કંકુત્રી આવે તે કોઇ પણ આપણી ગ્નાતીવાળા ભાઇએ વર્તવી નહી. કારણ કે તેઓએ શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદને પેતાનો હક્કજ (લખી આપવાનો હક નહિ છતાં) દસ્તાવેજ સંવત ૧૯૬૬ ની સાલમાં કરી આપ્યો તે વખતેજ અમો એ પાટીઓ ભેગી થઇ તેમની પાસેથી આગેવાનની પદવી ખેંચી લીધી છે.

વળી ઉપર લખેલી તારીખના જાહેરનામામાં જણાવે છે કે અમદાવાદના પટેલ કાળીદાસ બેચાભાઇને કડવા કણબીની ગ્નાતીના પટેલની પદવી કોણે આપી અને પાઘડી કોને બંધાવી એ પુછવું તેમને યોગ્ય નથી કારણ કે એ બાબતમાં અમારા બંને પાટીના વડીલોએ પટેલના ઇલકાબ અને માન આપેલું છે. તે વાત સત્ય છે.

વળી તેમના તરફથી સંવત ૧૯૭૬ ના વઇશાખ સુદ ૩ ને બુધવારનું જે લગ્ન બતાવે છે તે ખોટું છે માટે સરવે ગ્નાતીભાઇઓએ માન્ય કરવું નહી.

---

## નં. ૫૧

તા. ૨૫ મી જાનેવારી ૧૯૨૦ ની જાહેર મીટીંગમાં આ સાલ લગ્ન કરવાં એવું વધુ મતે ઠરાવવામાં આવ્યું હતું એવું પ્રતિપાદન કરતી હસ્ત પત્રિકા તા. ૨૬-૧-૨૦ ને દીને છપાવીને (ઘણું કરીને

લશ્કરી પક્ષ તરફથી) વેહેંચાઇ હતી [ નજરે જોનાર એક સખસના કહેવા પ્રમાણે આ મીટીંગ નિમાર્ણ કરેલા વખતે ભરાઈ નહોતી તે વખતે ફક્ત બે કીટસન લાઇટ અને પાથરણાં હતાં. અડધા પોણા કલાક પછી સો દોઢસો માણસ આવ્યા હતા અને માછી વાડાનો દેખાવ કરી વેરાઇ ગયા હતા. થોડી બોલાબોલી યા મારા-મારી થઇ હતી અને દીવા ઓલવાઇ ગયા હતા–ઓલવી નાંખ્યા હતા જેના પરિણામે વેરાવાની જરૂર હતી.]

## श्री उमा देव्या कृपास्तु

# જાહેર ખબર.

પ્રિય કડવા પાટીદાર ભાઇઓ.

તા. ૨૫ મી જાનેવારી ૧૯૨૦ ના રોજ એક એવી જાહેર ખબર વહેંચવામાં આવી હતી કે આપણી અમદાવાદની કડવા પા-ટીદારોની સમસ્ત નાતની મીટીંગ સ્વામીનારાયણના મંદીર પાસે આવેલી રણછોડજીની વાડીમાં ભરાશે અને તેમાં લગ્ન સંબધી પ્રશ્નો-નો નીકાલ કરવામાં આવશે. આ જાહેર ખબર અનુસાર અમદાવાદ ના કડવા પાટીદારની નાત સમસ્તની મીટીંગ ભરાઈ હતી; અને તેની અંદર અતિ વધુ મતે એવું નક્કી થયુ છે કે આ સાલ લગ્ન કરવાં અને તે વૈશાખ સુદી ત્રીજનાં કરવાં આ બાબત લગભગ પાંચ સાત વાર રજુ થઇ અને પાંચ સાત વાર ઉમીયા માતાજીની જય સાથે મંજુર રહી છે.

**અમદાવાદ.** **જ્ઞાતિ બંધુઓ.**

તા. ૨૬–૧–૧૯૨૦.

નં. ૫૨

વિવાહની વધાઇ અને મુર્ખાઓની લડાઇ એ નામની હસ્ત પત્રિકા શા. માણેકલાલ મોતીલાલે શ્રી રણછોડરાય પ્રીંટીંગ પ્રેસમાં છપાવી જ્ઞાતિના અગ્રેસરોને બીડી હતી તથા છુટી પણ વહેંચાવી હતી.

## વિવાહની વધાઈ અને મૂર્ખાઓની લડાઈ.

વાણીયાઓમાં—પાટીદાર—એટલે ગરાશીઆઓને ત્યાં પાટીથી નામું રાખનારા તે પાટીદાર—વાણીયા. આવા વાણીયા તે કરડવા-પણામાં મોજ માને છે. વાણીયાના ફળીયામાં કુતરાઓ ઘુરકા ઘુરકી કરી રહ્યા છે, અને સામ સામા કરડવા મંડી પડે છે. કુતરાઓને વિવાહ વિકારવશ મસ્તીની મોસમમાં, એક બીજાનો કચ્ચરઘાણ કરતાં પ્રત્યક્ષ જોઇએ છીએ. જોયું છે અને જોઇશું. પણ માણસ જાતમાં, વિવાહના પ્રસંગમાં, વિવાહનો દિવસ નક્કી કરવામાં, ઘુરકા ઘુરકી થએલી જોઇ! જોઇ હોય તો કહો! કઇ જ્ઞાતિમાં! અને કેવા માણસોના હાથે! મેહેરબાની કરીને ખબર આપજો, નીચેને ઠેકાણે કે એક મહાભારથ છાપાને શોભાવવાને, શણગાર રૂપ કામ લાગે. લી. સ્નેહાધિન—સ્વદેશી બંધુ—શા. માણેકલાલ મોતીલાલ, કોચરબપાલડી—અમદાવાદ.

તા. ક.—સંપી સમજીને વિવાહનો એક દહાડો નક્કી કરી નાંખો. નહીંતર જ્ઞાતિબંધુઓને બેહેકાવવામાં અને ખરાબ ખસ્ત કરવામાં ફજેતીના ફાળકા! ઉમરાવ બંધુઓએ, ખાસ નમ્રતાની દોરી હાથ ધરી, સત્યાગ્રહી થવું એમાંજ શોભા છે. વાણીયા મુછ નીચી, તો સાડી સાતવાર નીચી, કરતાં આવડે છે કે નહી? રોજ

રોજ વિવાહ કરોને બાપા! સૌની મરજીમાં આવે તેમ સૌ કરો.

વિવાહના દહાડામાં એકમત થતા નથી, તો સ્વરાજ્ય શી રીતે ચલાવશે? શેઠીયા! સમજો! તમારા ઉપર તો દેશનો ઉદ્ધાર રહેલો છે!

---

## નં. ૫૩

ચાણસમા, ઉમતા, પરાસવ, ઉનાવા, મેસાણા, ઉંઝા, લાંડાસ, કાંબલી, જગનનાથપરૂં, ઉપેરા, જારકા, અને સુંઢીઆ એ બાર ગામના ૬૩ પટેલોની સહીથી નિકળેલાં લગ્નની વિરૂદ્ધ તથા એ લગ્ન વધાવવાં નહીં એવી જાહેર ખબર છપાઈ વેંચાઇ હતી. [ લગ્ન કહાડવામાં પોતાનો હક પ્રતિપાદન કરતો આ ચોથો પક્ષ છે, એવું વાંચનાર સ્પષ્ટ જોઇ શકશે.]

## જાહેર ખબર.

સંવત ૧૯૭૬ ના પોસ સુદ ૬ ને દીને શ્રી મેહેસાણા મુકામે આપણા બાર ગામો મળી ઠરાવ કરીએ છીએ કે આ સાલે આપણા કડવા પાટીદારનાં લગ્ન નીકળેલાં છે તે લગ્ન આપણા બાર ગામની સંમતીથી નીકળ્યાં નથી. તેમ ઉંઝાના બીજા ભાઇઓની સંમતી લીધી નથી તેમ બાળલગ્ન પ્રતિબંધના કાયદામાંથી મુકત થવા સરકારમાંથી પરવાનગી માગેલી છે. તે પ્રમાણે પરવાનગી હજુ સુધી મળી નથી તો બાળલગ્ન પ્રતીબંધના કાયદાથી મુકત થવાની પરવાનગી મેળવ્યા સીવાય આપણા બાર ગામોમાં કોઇએ નીકળેલાં લગ્ન કરવાં નહી એટલે ( લગ્ન વધાવવાં પણ નહી ) આપણા કડી પ્રાંતની કમેટી એટલે કડવા પાટીદાર સમાજ એ નામની આપણી કમેટી ચાલે છે તે તરફથી શ્રીમંત સરકાર તરફ આપણા લગ્ન સંબંધે અરજીનું પ્રકરણ ચાલે છે તેનો હજુ સુધી નીકાલ થયો

નથી. નીકલ થયા સીવાય લગ્ન વધાવવામાં આવે તો લગ્નની પરવાનગી મેળવવામાં હરકત આવે છે. અને પરવાનગી મેળવ્યા પહેલાં લગ્ન વધાવીએ તો આપણા રાજ્યમાં વસનારા ભાઇઓનેજ હરકત આવે તેમ છે તેથી અજાણથી કોઇએ લગ્ન વધાવવું નહી એવી ખબર આપણા બાર ગામના ગોળ તરફથી બીજા કડી પ્રાંતના ગોળોના ગામોને આ ઠરાવની ખબર આપવી. આ ઠરાવ સરવે ભાઇઓએ વાંચી સાંભળીને સહીઓ કરી છે, ઉપરના ઠરાવની નકલો છપાવી દરેક ઠેકાણે પ્રસીદ્ધ કરવી.

---

નં. ૫૪

શ્રી કડવા પાટીદાર પરિષદ, તે સાર્વજનીક છે કે અમુક માણસોની ખાનગી છે ? એ મથાળાનું ચર્ચાપત્ર હિંદુસ્થાન દૈનીક પત્રના તા. ૧૨-૧-૨૦ ના અંકમાં છપાયું હતું.

( આ સમાજ કડી પ્રાંતના મોખાસણ ગામે ભરાઇ હતી તેના પ્રમુખ દા. પીતાંબરદાસ કુબેરદાસ એલ. એમ. એન્ડ એસ. હતા )

## શ્રી કડવા પાટીદાર પરિષદ.

## તે સાર્વજનિક છે કે અમુક માણસોની ખાનગી છે ?

ઉપરની પરીષદની નવમી બેઠક તા. ૨૭, ૨૮, ૨૯ ડીસેમ્બર ૧૯૧૯ ના દીને ગામ મોખાસણ તાલુકે કલોલમાં મળી હતી. તેના પ્રમુખ ડૉ૦ પીતાંબરદાસ હતા તેમને ઉપરનો પ્રશ્ન પુછવામાં આવે છે. આશા છે કે તેઓ સાહેબ જવાબ આપશે.

પરીષદ સાર્વજનીક હોય તો દરેક માણસને બોલવાની છુટ હોવી જોઇએ તે છુટ છીનવી લેવામાં આવી હતી.

જો તે ખાનગી હતી તો તેમાં થયેલા ઠરાવો આખી કોમ બંધન કર્તા કેમ થઈ શકે? તેનો જવાબ પણ ડાકટર સાહેબ આપશે તો ઉપકાર થશે.

ડાકટર સાહેબે પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં કહ્યું હું પક્ષાપક્ષીને ઉત્તેજન આપું એવો માણસ નથી. માટે મારે કહેવાનું જેમને ના ગમતું હોય અગર મારા વીચારથી જેના વીચાર જુદા હોય તેમણે પોતાના વીચાર છુટથી જણાવવા પણ તે પ્રમાણે થવા પામ્યું નહોતું તે આ નીચેની બીનાથી જણાશે.

મી. કેશવલાલ માધવલાલ લટ્ટુએ પોતાની પસંદગીના નામે સબજેક્ટ કમીટીના મેંબરો તરીકે લખ્યા, પછી સભામાંથી માણસો નામ સુચવવા આવતા હતા તેઓને મી. છગનલાલને ના આપવાં પડતાં હતાં. મી. છગનલાલની પસંદગી પામતાંજ નામ મંડપમાં ઉંચી બેઠક ઉપર બીરાજેલા મી. કેશવલાલ લખતા હતા

મી. મંગુભાઇ શામળદાસે પા. ગંગારામ જેઠીદાસ છત્રાલા નામ સબજેક્ટ કમીટીમાં લખવા સુચવ્યું, જે મી. છગનલાલ પીત બરદાસને તેમજ મી. કેશવલાલ માધવલાલને અને દેશાઇ અમ સીંહભાઇને પસંદ આવ્યું નહીં, લગભગ અડધા કલાક સુધી સંબંધે બન્ને પક્ષ વચ્ચે વીવાદ ચાલ્યો, પણ પા. ગંગારામ ચુંટણી સબજેક્ટ કમીટીના મેંબરમાં થઇ નહીં.

પા. અંબારામ ગામ પુંધરાનાએ સબજેક્ટ કમીટીમાં શ્રીમ મહારાજા ગાયકવાડ સરકારને બાળલગ્ન પ્રતીબંધ નીબંધની ક ૮ માં ક અપવાદમાં ' લગ્ન ' શબ્દના બદલે ' પુખ્તપણું ' શ મુકવાનો સુધારો કરવાની દરખાસ્ત લાવવા દેવાની પરવાનગી મા

પા. ઇશ્વરદાસ જોઇતનદાસે પ્રમુખ વીગેરેને જાહેર રીતે ખાતરી આપી કે પા. અંબારામની દરખાસ્ત આપણી ઇચ્છા વીરૂદ્ધ છે, તેથી તે દરખાસ્તને તોડી પાડનારા હું સો માણસો ઉભા કરીશ, એટલે પા. અંબારામને પોતાની દરખાસ્ત મુકવાની પરવાનગી અપાઇ.

બીજે દીવસે પા. અંબારામની દરખાસ્તને ટેકો આપે એવા માણસોની સંખ્યા વધવાથી અગર ગમે તે કારણથી પા. અંબારામને પોતાની દરખાસ્ત મુકવા દીધી નહી. પા. અંબારામે છેવટે ફક્ત ત્રણ શબ્દની દરખાસ્ત મુકવા વીનંતી કીધી, તેનો પણ અસ્વીકાર થયો, તેથી પા. અંબારામે અને તે દરખાસ્તની તરફેણમાં જેઓ સબજેક્ટ કમીટીના મેંબર હતા તેમણે સવારાએ સબજેક્ટ કમીટી-માંથી પોતાના નામો કાઢી નખાવ્યાં હતાં, અને આશરે ૧૫૦૦ માણસોએ પોતાની જુદી સભા ભરીને પા. અંબારામની દરખા-સ્તને સર્વાનુમતે પાસ કરી હતી.

આ ઉપરથી વાંચનારની ખાત્રી થશે કે શ્રી કડવા પાટીદાર પરીષદ સાર્વજનીક નથી પણ ખાનગી છે, એટલે ઉપર કહ્યા પ્રમાણે તેમની પરીષદમાં થયેલા ઠરાવો આખી કોમને બંધન કર્તા નથી.

લી. સેવક,

નજરે જોનાર પ્રેક્ષક.

---

નં. ૫૫

એક ભાવનગરીએ પ્રજામિત્ર અને પારસી નામના મુંબાઇના દૈનીક પત્રના તા. ૫ મી ફેબરવારી ૧૯૨૦ ના અંકમાં કડવા પાટી-દારના લગ્ન આ સાલ શા માટે અટકાવવાં એવું ચર્ચાપત્ર છપાવ્યું હતું.

# કડવા પાટીદાર જ્ઞાતીના લગ્ન આ સાલ શામાટે અટકાવવા ?

## તે બાબે નામદાર ગાયકવાડ સરકારને અપીલ.

પ્રગતમીત્ર અને પારસીના અભિપ્રાય જોઇએ.

સાહેબ–કડવા પાટીદાર જ્ઞાતીના રીવાજ મુજબ બાર બાર વરસે એકી સાથે લગન કરવાના રીવાજ મુજબ આ સાલ તેમના લગ્ન તો જોક નીકળી ચુકયા છે, પરંતુ ત્યારબાદ નામદાર ગાયકવાડ સરકાર તરફથી આ સાલ લગ્ન કરવાની પરવાનગી નહી આપવા બાબે મનાઇ હુકમ કહાડવામાં આવ્યો છે. નામદાર ગાયકવાડ સરકારના અમલ નીચે આ જ્ઞાતીનો મોટો ભાગ હોવાથી હવે આ સાલે લગ્ન થશે કે નહી તે બાબતનો આખી જ્ઞાતીને એક મોટો સવાલ થઇ પડ્યો છે. આવી અટકાયત કરવામાં નામદાર ગાયકવાડ સરકારનો મુખ્ય હેતુ ચાલુ મોઘવારીમાં લોકોને ખરચમાંથી બચાવવાનો છે, જો તેમ કરવાથી તે હેતુ જેટલે અંશે ધારવામાં આવે છે તેટલે અંશે સફળ થતો હોય તો તો તેવી અટકાયત ડહાપણ ભરેલી અને સ્તુતીપાત્ર ગણાય, પરંતુ જો તે હેતુ સફળ ન થતો હોય અથવા તો લગ્ન કરવાની છુટ આપવા છતાં પણ તે હેતુ સાચવી શકાતો હોય તો તેવો રસ્તો શા માટે ન યોજવો તે નામદાર ગાયકવાડ સરકાર ધ્યાનમાં લેવા કૃપા કરશે.

પ્રથમ તો આવી અટકાયત કરવાનીજ જરૂર રહેતી નથી કારણ કે ચાલુ સાલ જે પ્રકારના લગ્ન કહાડવામાં આવ્યા છે અને જેનો મોટા ભાગે અંગીકાર કર્યો છે તે પ્રકારમાંજ મોઘવારીના સવાલનું નીરાકરણ સમાયલું જણાય છે. લગ્ન માટે નજીક નજીક ત્રણ સાલ નક્કી

કરવામાં આવ્યા છે અને તેથી બધાએ આ સાલેજ લગ્ન કરવાં એ કાંઇ ફરજીઆત નથી. જેમને મોંઘવારીનો ભય હોય તેમને માટે બીજાં બે વરસો છે. વળી લગ્નનો આવો ( ત્રણ વરસનો ) પ્રકાર મુકરર કરવામાં બાર બાર વરસે લગ્ન કરવાની હાનીકારક રૂઢીને આડકતરી રીતે આપોઆપ દુર કરવાની ડહાપણ ભરેલી જે યોજના ઘડાયલી છે તે આ સાલ લગ્ન અટકાવવાથી નીષ્ફળ જવા સંભવ છે.

હવે ધારો કે આ સાલ લગ્ન મુલતવી રાખવામાં આવે તો પણ તે વધુમાં વધુ બે ત્રણ વરસથી વધુ વખતને માટે તો નહીંજ રાખી શકાય અને જે મોંઘવારી છેલ્લા કેટલાક વરસોથી ઉતરોતર વધતી આવી છે તે મોંઘવારી હવે પછીના બે ત્રણ વરસે નહી હોય અથવા તો ઓછી થશે તો કેટલે અંશે તે કહી શકાય નહી વળી આ જાતીનો ઘણો મોટો ભાગ ખેતી કરનારાઓનોજ છે, અને ખેતી કરનારાઓને તો ખરેખરી મોંઘવારીનું વરસ તેજ ગણાય કે જે વરસમાં ખેતીનો પાક સારો યા બીલકુલ ન થયો હોય. આ સાલનો પાક જોતાં અનાજની મોંઘવારી ખેડુત વરગને બહુ નડે તેવી જણાતી નથી, અને નડતી હોય તો પણ હવે પછીના વરસોમાં તે આથી ઓછી નડશેજ તેની ખાત્રી શી ? હવે ધારો કે આ સાલ લગ્ન અટકાવવામાં આવે તો જે સાલ લગ્ન કરવાની છુટ આપવામાં આવે તે સાલ મોંઘવારી ન હોય અને પાક પણ સારો થયો હોય તો પણ તેથી ખરચમાં જે મોટો ફાયદો થવાનો સંભવ છે તે માત્ર પૈસાદારોનેજ છે, કારણકે જે ખરચોને અનુલક્ષીને મોંઘવારીનો સવાલ આગળ ધરવામાં આવે છે તે ખરચો વાવાહમાં અવશ્યક અને ફરજીઆત નથી, પરંતુ માત્ર અદેખાઇ અને ઉમંગને બહાને કરવામાં આવતા બીન જરૂરી ખરચો જેવાં કે મોટા મોટા

વરઘોડાઓ અને નાતવરાઓજ છે. આવા ખરચો કરનારાઓનો મુખ્ય અને મોટો ભાગ પૈસાદારોનોજ હોય છે, જ્યારે આખા જ્ઞાતીનો મોટો ભાગ ગરીબ વરગને તો માત્ર જરૂર અને ફરજીઆત ખરચ કરીનેજ બેસી રહેવાનું તેજ હોય છે. આ જોતાં નામદાર ગાયકવાડ સરકારનો હેતુ માત્ર પૈસાદારનેજ ફાયદો કરી આપવા જેટલે અંશે સફળ થાય છે પરન્તુ તેમને તો આવા ફાયદાની પરવા છેજ નહી કારણકે મોંઘવારી ન હોય તેવા વરસે તો તેઓ આવા ખરચ બમણા અને બમણા ઉમંગથી કરશે સાધારણ અને ગરીબ વરગને પણ સારા વરસમાં લગ્ન કરવાથી ફાયદો તો થવાનોજ, પરંતુ તે એટલો જુજ છે કે તેને જમા નજ કરી શકાય તેમ નથી. વળી લગ્ન નીકળી ગએલા હોવાથી કેટલાક લોકોએ તો કપડા અને ખાદ્ય પદારથની ક્યારનીએ તૈયારી કરી રાખી છે આવા લોકોને લગ્ન અટકાવાથી નાહક નુકશાનીમાં ઉતારવા જેવું છે. આ ઉપરથી જણાય છે કે ખરચોમાં ફાયદો કરી આપવાનો હેતુ લગ્ન અટકાવવાથી જેટલે અંશે સફળ થાય છે તેમ તેના કરતા લગ્ન કરવાની છુટ આપવાથી, પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે લગ્ન પ્રસંગે ગ્રહસ્થાઈ અને ઉમંગને બહાને કરવામાં આવતા ખોટા અને બીનજરૂરી ખરચો જો કાયદાથી અગર જ્ઞાતીના બંધારણથી અટકાવવામાં આવે તો વીશેષ સફળ થાય તેમ છે. વળી તેમ કરવાથી આ જ્ઞાતીમાં વહેલા ગાડરીયા પ્રવાહની માફક વહેવાના અપલક્ષણને લીધે જે કેટલાક ગજા વગરના સાધારણ સ્થીતીના માણસોને ગ્રહસ્થોની પાછળ તણાવું અને પછીથી સોસવું પડે છે તે પણ અટકશે, તેથી ગરીબ અને ગ્રહસ્થોને લાભ પણ થશે, અને નામદાર ગાયકવાડ સરકારનો હેતુ પણ પાર પડશે. મોંઘવારી સીવાય જો કદાચ બાળલગ્ન અટકાવવા એ પણ હેતુ હોય તો તે હેતુ

પણ આમ કરવાથી પાર પડતો નથી, કારણકે જે બાળકોના લગ્ન અત્યારે થવાના હોય તેમની ઉમર માત્ર બે ત્રણ વરસ લંબાવવાથી એટલી બધી વધી જાય કે તે બાળલગ્નમાં ન ગણી શકાય. ઉલટુ તેટલી મુદત દરમ્યાન નવા જન્મનારા બાળકો બાળલગ્નની સંખ્યામાં વધારો કરશે. માટે લગ્ન તદન અટકાવવા કરતાં તો વર-કન્યાઓની ઉમરનું અમુક પ્રમાણ મુકરર કરી તે પ્રમાણ સાચવવાની શરતે જો લગ્ન કરવાની છુટ આપવામાં આવે તો બાળલગ્ન અટકાવવાનો હેતુ સારી રીતે પાર પડી શકે.

વળી એમ પણ કહેવામાં આવે છે કે લગ્ન મુલતવી રાખવામાં આવે તો જ્ઞાતીના કેટલાએક ખરાબ રીત રીવાજોમાં ફેરફાર કરવાનો અને જ્ઞાતીને સુધારવાનો પુરતો અવકાશ મળે પરંતુ તેમ કરવા માટે પણ હજી બાકી રહેલા અઢી માસની મુદત ઓછી નથી જે કાળે જે વસ્તુની ખરેખરી જરૂર હોય તે કાળે તે વસ્તુની પ્રાપ્તી વધારે આવકારદાયક થઇ પડે છે. મોંઘવારીના વખતમાં મોંઘવારીમાંથી આપણું રક્ષણ કરવા તરફ ખોટા ખરચો નાબુદ કરવા તરફ—આપણું લક્ષ જેટલું દોરાય તેટલું મોંઘવારી ન હોય તેવે વરસે દોરાશે ખરૂં ? નહીજ માટે તેવા સુધારા માટે પણ અત્યારનો સમય વીશેષ અનુકુળ છે. ઉપરની દલીલોથી નામદાર ગાયકવાડ સરકાર માત્ર લગ્ન અટકાવવાની બાબતનેજ વળગી ન રહેતાં પોતાનો હેતુ પાર પડે તેવી રીતે લગ્ન કરવાની છુટ આપવાનો વીચાર ચલાવશે એવી આશા છે અને તે છતાં છુટ નહીજ મળે તો પછી જ્યાં તેઓ સાહેબનો અમલ નથી તેવે સ્થળે લોકો તેમનાથી જુદા પડી લગ્ન કરવા અને પોતપોતાની સ્વતંત્રતા જાળવવા તરફ લલચાય તો તેમાં નવાઇ લેખાશે નહી.

એક ભાવનગરી.

નં. ૫૬

ઉપરના ચર્ચાપત્રનો જવાબ મી. હરજીવન ભગવાનદાસે હિંદુસ્થાનના તા. ૧૭ મી ફેબ્રુઆરી ૧૯૨૦ ના અંકમાં છપાવ્યો હતો.

# કડવા પાટીદાર જ્ઞાતીનાં લગ્ન આ સાલ શામાટે અટકાવવા?

## શ્રીમંત ગાયકવાડ સરકારને અપીલ કરનાર એક ભાવનગરીને અરજ.

તા૦ ૫-૨-૨૦ ના "પ્રજામીત્ર" અને પારસી પેપરમાં એક ભાવનગરી ગ્રહસ્થે પોતાનું નામ પડદામાં રાખી એક તટસ્થ તરીકે ઉપરના મથાળાનો લેખ લખેલો છે. છાશ માગવા જવું અને દોણી સંતાડવી પાલવે નહી તેમ દીકરા દીકરીના લગ્નનો લાહવો લેવા જતાં નામ છુપાવાયજ નહી છતાં (૧) જો આપ અમારા કડવા કણબીના કુળ ગોર હોય તો આ ઉપરથી સીદ્ધ થાય છે કે આપે બે ત્રણ માસ પહેલાંથી કડવા કણબીઓનાં ઢીંગલા ઢીંગલીની રમત જેવાં લગ્નનાં પરણેતરની ગણી રાખેલી અથાગ પેદાશ આ મોંઘવારીના કટાકટીના પ્રસંગમાં એકાએક ભાંગી પડી છે. આથી આપ નામદાર ગાયકવાડ સરકારને અરજ કરી આ સાલ બેહુનોને સારૂં પાકયું છે માટે લગ્ન કરવાની છુટ આપવી જોઈએ, વળી ઓણુ સાલ લગ્ન અટકાવ્યાથી કાંઇ બાળલગ્ન બંધ થઇ જવાનાં નથી, વગેરે દલીલ કરી હોય તો કાંઇ નવાઇ નથી. આ માટે આપને કાંઇ પણ ઠપકો આપવા પહેલાં આપ આપના પુર્વજોને પગલે ચાલી, વીદ્યા ભણવા ભણાવવામાં તથા યજ્ઞ કરવા કરાવવામાં આનંદ લો એમ ઈચ્છા રાખું છે. એ કરવાની આળસ આવતી હોય તો ભામ-

ણીઆ ચા, પાણી કે રસોઇ પકાવવામાં અમે આડા આવના નથી પણ ગુરૂદેવ ! કૃપા કરી અમે ભોળા પાટીદારોનાં દેશને અધોગતીએ મુકનારા ઢીંગલા ઢીંગલીના લગ્નની છુટ માંગવાનું આપ મોકુફ રાખો.

( ૨ ) આપ ભાવનગરના કડવા કોમના ગરીબ વર્ગને ચઢતે વ્યાજે એકના બમણા લેવાની સરતે રોકડ રકમ અથવા અનેક ઘણા દામ લેવા માલ ધીરનાર મા વાડી જેવા વેપારી ગ્રહસ્થ હોય તો.

દર વખતે આપ જેવાની કૃપાથી અનેક ગરીબોનાં ઘર ખોરડાં ગીરો મુકાય છે અથવા વેચાય છે અને છોકરાનાં છોકરાં કરજના બોજા તળે કચરાઇ રીબાઇ મરે છે. એક તીથીના અમારા લગ્ન વખતે જરૂરી ચીજોનાં ડબલ, ત્રણ ગણા કે ચાર ગણા ભાવ થઇ જાય છે. આપે આમ ત્રણ ચાર ગણા નાણાં ઓકાવવાના ઇરાદાથી અગાઉથી માલ ખરીદી લીધો લાગે છે. ભોળા કણબીઓ પાસેથી બમણાં ત્રમણાં કે ચાર પાંચ ગણાં નાણાં ઓકાવી તાગડધીંગા કરવાની આપની બાજી આ લગ્ન બંધ થવાથી ધુળ મળી હોય, તો એમાં શ્રીમંત ગાયકવાડ સરકારને અરજ કરવાથી શો ફાયદો ? આમ અરજ કરવા કરતાં વેળાસર ચેતી, હજી બજાર ટકેલું છે એવામાંજ માલ વેચી નાખી, થોડી ઘણી ખોટ ખમી મુળગાં નાણાં મેળવી લેવામાંજ ફાયદો છે. કડવા કણબીના લોહી ચુસવા સીવાય બીજે માલ આપવાની આપનામાં હીમત ન હોય તો લીલાંઉ કરનારી કંપનીઓ આપના માલનાં નાણાં ઉપજાવી દેવા તૈયાર છે, પણ તમારા સ્વાર્થ ખાતર પાટીદાર કોમ હવે પોતાના દુધમલીઆ બાળકોનો ભોગ કદી આપનાર નથી.

( ૩ ) આપ જો ભાવનગરના કડવા કણબી હો તો આપ

જાણતા હશો કે સંવત ૧૯૫૭ ના લગ્ન વખતે મારા શ્રી. અમૃતલાલનાં તથા રા. મુળજી પ્રભુદાસની પુત્રી ચી. વીદ્યાલક્ષ્મીનાં વેવીશાળ કર્યાં છતાં લગ્ન કર્યાં નહોતા પણ યોગ્ય કેળવણી આપ્યા પછી ૧૮ અને ૧૩ વર્ષની ઉમરે સં. ૧૯૬૩ ની સાલમાં છુટાં લગ્ન કર્યાં હતા. આ વાત ભાવનગરના જ્ઞાતીબંધુઓ જાણતા છતાં કેટલાક ગૃહસ્થોના દુરાગ્રહથી આખી જ્ઞાતીને અવળે માર્ગે દોરવવામાં શો હેતુ સમાએલો છે ? આપ જેવાં વીદ્વાન બંધુ શ્રીમંત ગાયકવાડ સરકારને અપીલ કરી ગુજરાતના કડવા પાટીદારોની પાયમાલીનો માર્ગ શોધી રહ્યા છો અને એને માટે લુલી લંગડી પાયા વીનાની દલીલ કરો છો. નામદાર ગાયકવાડ સરકારને અરજ કરવા પહેલાં તમારે જાણવું જોઇએ કે ભાવનગરમાં છુટાં લગ્ન થયા પછી ગુજરાતમાં અનેક છુટાં લગ્નો થઇ ગયાં છે. આખા ગુજરાતમાં છુટાં લગ્ન કરાવવા કડવા પાટીદાર પરીષદ ૧૨–૧૩ વર્ષ થયા તનતોડ મહેનત કરે છે. હજારોની સંખ્યામાં એકત્ર થતાં કડવા પાટીદારોએ સાથે મળી સર્વાનુમતે ઠરાવો પસાર કરી નામદાર ગાયકવાડ સરકારને એકજ તીથીએ થતાં દશ વર્ષની અંદરની બાળાંનાં બાળલગ્ન બંધ કરવાની અરજ જારી રાખી છે. આ ઉપરાંત તા. ૨૭-૨૮–૨૯ ડીસેમ્બર ૧૯૧૯ ના રોજ મોખાસણમાં કડવા પાટીદાર સમાજ ભરાઇ હતી. મોખાસણ કડી પ્રાંતનું કડવા કણબીનું મધ્યબીંદુ હોવાથી દરેક ગામના પટેલીઆઓ એકઠા થયા હતા. સર્વે એ સાથે બાળલગ્ન પ્રતીબંધ કાયદાને માન આપવાનો ઠરાવ કર્યો. આ પછી મેસાણા મુકામે દરેક ગામના આગેવાનો ફરી એકઠા થયા અને શ્રીમંત સરકારને કડવા કણબી માટે નાના બાળકને પરણાવવાની જે છુટ મુકી હતી તે છુટ કાઢી નાખવાની અને યોગ્ય વયે લગ્ન

કરવાની માગણી કરવા માટે શ્રીમંત સરકાર પાસે જવા મોટા મોટા નાત પટેલીઆઓનું એક ડેપ્યુટેશન તૈયાર થયું. આ બધાની એકઠી મહેનતના પુણ્ય પ્રતાપે તથા વડોદરા રાજ્યની ધારાસભામાં બીરાજતા આપણા લેઉઆ પાટીદાર બંધુઓની શુભ મહેનતના પ્રતાપે આપણા લેખના મથાળાવાળો એક તીથીના લગ્ન અટકાવવાનો અને નાતવરા નહી કરવાનો કાયદો પસાર થયો.

આ ઠરાવથી ઉંઝા અને અમદાવાદના પટેલીઆઓને પોતાની મોટાઈ લુંટાઈ જવાની ધાસ્તી લાગી આથી તેઓએ ઉતાવળે ઉતાવળે લગ્ન કાઢયા પણ માતા ઉમીયાના પ્રતાપે પટેલીઆઓમાં મતભેદ ઉભો થયો. એક બીજાને જુદા પાડવા ઉપરાઉપરી પંદર વીસ હેન્ડબીલો વહેંચાયાં. આ ઝઘડામા "માતા ઉમીયાજીની કૃપાથી લગ્નની શુભ તીથીઓ મેળવી છે" એ સાબીત કરવાનાં કોઇની પાસે પ્રમાણો નથી.

લગ્ન પત્રીકામાં લખ્યું છે કે "શ્રી ઉમીયા માતાજીએ કૃપા કરીને લગ્નને માટે શુભ તીથીઓ આપણને આપેલી છે.

આ કંકોત્રીને જુદી કરાવવા કાળીદાસ બોગાભાઈ પટેલે પ્રયાસ કર્યો છે તેના જવાબમાં સાક્ષી રૂપે ઉંઝાના મોહોલ્લાન પાર્ટીના પટેલ સામળદાસ બાજીદાસ અને લલુભાઇ લખમીચંદના લખાણનો દાખલો લીધો છે. અમોએ શેઠજી શ્રી દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લસ્કરીની સંમતીથી લગ્ન માટેની ધારમીક ક્રીયા અનુષ્ઠાન વીગેરેથી અસલના રીવાજ મુજબ લગ્ન કાઢી લગ્ન પડો લઇને અમો અત્રે અમદાવાદ શેઠજી શ્રી દુર્ગાપ્રસાદ લસ્કરીને ત્યાં આવેલા છીએ.

આ બન્ને લખાણોમાં કેટલો ભેદ છે તે આ વાંચનાર બંધુઓ સમજી શકે તેમ છે.

લગ્ન નહીં કરવાનો ઠરાવ બહાર પાડયા પછીજ ઉતાવળે ઉતાવળે અમદાવાદના આગેવાનોએ લગ્ન કાઢયાં છે છતાં આપ એમ માનતા હોકે લગ્ન નીકળી ચુકયા પછી શ્રીમંત ગાયકવાડ સરકારે મોત્રવારીના બહાના નીચે આ વર્ષે લગ્ન નહીં કરવા દેવા મનાઇ હુકમ બહાર પાડયો છે તો તેમાં તેઓશ્રીએ વાત્સલ્ય ભાવે પીતા તરીકેની ખરી ફરજ ખરે પ્રસંગે બજાવી છે. પોતાની અજ્ઞાન પ્રજાને વહેમની જાળમાંથી બચાવવી એ પીતા તુલ્ય રાજાનો ધર્મ છે.

આપ છેલ્લા પેરામાં નામદાર ગાયકવાડ સરકારને ધમકી પણ આપી ચુકયા છો કેઃ—" અને તે છતાં છુટ નહીંજ મળે તો પછી જ્યાં તેઓ સાહેબનો અમલ નથી તેવ સ્થળે લોકો તેમનાથી જુદા પડી લગ્ન કરવા અને પોતાની સ્વતંત્રતા જાળવવા તરફ લલચાય તો તેમાં નવાઇ લેખાશે નહીં. "

આપની આ ધમકીથી શ્રીમંત મહારાજા ગાયકવાડને, તેમજ તેની પ્રજાને તલભાર ગેરલાભ થવાનો નથી. નુકશાન થશે તો બીજાને. ખુદ ભાવનગરમાં ૧૯૩૬ ના લગ્ન વખતે કડવા કણબીના ૭૦૦ ઘર હતાં. આ બાળલગ્નના પુણ્ય પ્રતાપથી તેમાંના ૨૦૦ ઘરનો નાશ થઇ હાલ પાનસોજ રહ્યાં ? આથી જો કાંઇ નુકશાન થયું હોય તો ભાવનગરની કડવા કણબીની નાતને અને ભાવનગરના રાજ્યનેજ થયું છે. શ્રીમંત ગાયકવાડ સરકાર તો પોતાના સાત લાખ કમાઉ પાટીદાર દીકરાઓને સુધારવા મથે છે. બાળલગ્ન અટકાવી તેઓને બળવાન, બુદ્ધીમાન, ચારીત્રવાન અને વીદ્વાન બનાવી સમૃદ્ધીવાન બનાવવા ચાહે છે.

શ્રીમંત ગાયકવાડ સરકારના શુભ પગલાંને અનુસરી ભાવનગરના એડમીનીસ્ટ્રેટર સા. તથા બીજા રાજા મહારાજાઓ દીંગલા

ટીંગલીનું ફારસ બંધ કરાવે તો તેમાં પ્રજાનું અને રાજાનું હીત સમાયેલું છે.

આપણા દશ વર્ષની એક તીથીના બાળલગ્નના પ્રતાપે ગુણ, કર્મ, સ્વભાવ, રૂપ, રંગ અને ઉમરનાં અનેક કજોડા થાય છે એ વાત આપણા ખ્યાલમાં નથી ? આ લગ્નથી છુટા છેડા રૂપી પાપ કર્મનો વધારો થયો છે. સ્ત્રીઓના શીયળનો નાશ થાય છે. ગરીબોની સ્વરૂપવાન સ્ત્રીઓને પૈસાના જોરદાર લોકો પઇઓથી લુંટી જાય છે અને ગરીબના ઘર ભાંગે છે અનેક સ્ત્રીઓએ એ દુઃખમાંથી મુક્ત થવા વીષના પ્યાલા પીધા છે. વાવ, કુવા અને તળાવોના તળીયાં પુર્યાં છે. વહાલું વતન તજી દુર દેશમાં છુપાઇ જનમારો કાઢે છે. જીવતે પતીએ સદાને માટે વીધવાઓ થઇ દળણાં પાણીથી પેટ ભરી જીંદગી ગુજારે છે. બાળ વયમાં ઘેર સ્ત્રી આવવાથી અનેક વીદ્યાર્થીઓને કેળવણી તજવી પડે છે. પુરતી કેળવણી લીધા વીના હલકામાં હલકી નોકરી સ્વીકારવી પડે છે. આમ કરવા છતાં છેવટ ઉપર બતાવેલા પૈસાદારના પ્રક્રમે કેટલાકને જીંદગીભર વાંઢા રહેવું પડે છે.

આ બધી બાબતો ધ્યાનમાં લઇ આપ ભાવનગર રાજ્યને એક અરજ કરી આપનું નામ અમર કરો. એ અરજીમાં આ બાબતો જરૂર લખજો.

( ૧ ) લગ્ન વખતે કોઇ પણ ગરીબનાં ઘર વેચાય નહીં.

( ૨ ) લગ્ન થયા પછી કોઇ પણ સ્ત્રીના છુટાછેડા થાય નહી અને એક પર બીજી સ્ત્રી કરાય નહીં.

( ૩ ) ધનના અને કુળના મદમાં છકેલાઓ પોતાની પરણેતર સ્ત્રીને રજળાવી પોતે બે ત્રણ કે ચાર સ્ત્રીના પતી થયા છે.

આમ થવાથી પારકાનાં દળણાં પાણીથી ગુજારો કરી નીરપરાધી સ્ત્રીનો છુટકો કરી આપવો અને આજ કારણે લગભગ ૧૨૫ જેટલા રાંડલાઓ કન્યા ન મળવાથી રખડે છે તેને કન્યા મેળવી આપવી.

( ૪ ) જીવતે પતીએ રંડાપો પાળતી પણ પોતાનું શીયળ વ્રત સાચવવા માગતી અબળાઓને " રાંડને જીવતાં સુધી રજળાવી મારૂં ત્યારેજ હું ખરો ખાનદાનનો દીકરો " એવું ગુમાન ધરાવનારા પાસેથી અન્નવસ્ત્ર આપવાની ગોઠવણ કરવી.

આમ કરવાથી આપનું નામ અમર થશે બાકી તો નર્કના કીડા જેમ નર્કમાંજ મગ્ન માને છે એમ આપને પણ એવીજ મગ્ન માનવી હોય તો કાંઇ કહેવાનું નથી.

હરજીવન ભગવાન.

---

નં. ૫૭

કડવા પાટીદારનાં નીકળેલાં લગ્ન અને હાલની બંને બાજુ એ નામનું ચર્ચાપત્ર બરેલીના હેલ્થ ઓફીસર મી. એ. એચ. પટેલે હિંદુસ્થાનના તા. ૨૫ મી ફેબરવારી ૧૯૨૦ ના અંકમાં છપાયું હતું.

## કડવા પાટીદારોના નીકળેલા લગ્ન અને હાલની બન્ને બાજુ.

કડવા પાટીદાર જ્ઞાતીમાં દર દશ વર્ષે બાળકોના લગ્ન કરવાનો રીવાજ છે અને તે રીવાજથી જ્ઞાતીના બાળકોને કેટલું નુકશાન પહોંચે છે તે સર્વ કોઇ જાણે છે અને આ રાક્ષસી રીવાજને લીધેજ, " હીંદુસ્તાનમાં બાળકો પારણામાં હોય છે ત્યારે અને

કોઈ કોઇ વખત તો માતાના ઉદરમાંજ હોય છે ત્યારે પણ પરણાવી દેવામાં આવે છે" એવી આપણને શરમાવા જેવી ટીકા પરદેશીઓના મોઢેથી સાંભળવી પડે છે. છોકરો અથવા છોકરી કુંવારી રહી જશે તેવા ભયથી અજ્ઞાન માબાપો અધીરા થઇને જેમ આવે તેમ લાકડે માંકડું વળગાડી દેય છે અને દર દશ વર્ષે જ્ઞાતીની અંદર બધાએ બાળકોને બાળલગ્નની વેદી ઉપર ચડાવી દેવામાં આવે છે. આનું અનીષ્ટ પરીણામ એ આવે છે કે જ્ઞાતીની અંદર અસંખ્યાબંધ કજોડાં થાય છે અને અજ્ઞાન માબાપોની ભુલને પરીણામે હજારો નીર્દોષ યુવકોની જીંદગી પાયમાલ થાય છે. આ લગ્નની દુષ્ટ પ્રથાને જીવની સાફક જાળવી રાખવાના યત્નો કરનાર એક તો જ્ઞાતીના કેટલાએક કહેવાતા કુળવાન પટેલો છે અને બીજા ઉંઝા ગામના સ્વારથી બ્રાહ્મણો છે. જ્ઞાતીના પટેલોને આ દશ વર્ષા લગ્નથી એક મોટો લાભ એ છે કે તેમના ગમે તેવા નાલાયક, અભણ, અને લુલા લંગડા કે બાડા પુત્રો પણ સારી કન્યાને વરી જાય છે અને ઉંઝાના બ્રાહ્મણોને આ લગ્નથી આરથીક લાભ સારો થાય છે. જો કડવા પાટીદાર કોમમાં હીંદુઓની બીજી જ્ઞાતીઓની જેમ છુટી તીથીઓના લગ્ન થઇ જાય તો જ્ઞાતીના પટેલો અને ઉંઝાના બ્રાહ્મણોને ઘણું નુકશાન થાય તેમ છે અને આજ કારણથી તેઓ બન્ને મળીને આ હાનીકારક રીવાજને જાળવી રાખવાનો તનતોડ પ્રયત્ન કરે છે.

સમયના આગળ વધવાની સાથે કડવા પાટીદાર જ્ઞાતી પણ જાગ્રત થતી જાય છે અને છેલ્લા દસ વર્ષમાં અનેક છુટી તીથીના લગ્ન સુધારક માબાપોએ કરેલા છે અને દશ વર્ષે બાળલગ્નની પ્રથા દીવસે દીવસે તુટતી જાય છે, પરંતુ જ્ઞાતીના કહેવાના કુળ-

વાન પટેલો હજુ પણ પોતાનો દુરાગ્રહ છોડતા નથી તે શોકની વાત છે. આ વર્ષે પણ પાછા દસ વર્ષી લગ્ન કમનસીબ તીથી નક્કી કરવાનો પરીશ્રમ જ્ઞાતિના પટેલોએ લીધો છે. પરંતુ જ્ઞાતીના સદભાગ્યે પટેલોમાં ફાટફુટ પડી ચુકી છે અને દશ વર્ષના લગ્ન કાઢનાર પટેલોમાં બે પક્ષ થઈ ગયા છે. દરેક પક્ષે લગ્ન કાઢવાનો પોતાની ડુબતી જતી પટેલાઈનો બચાવ કરવા માટે પોતાને સગવડ પડતી અને મનમાનતી જુદી જુદી લગ્ન તીથીઓ કાઢી છે. એક પક્ષ કે જે તદન જુના વીચારનો છે તેણે ચાલુ સાલની વઈશાખ સુદ ૪ ની તીથી જાહેર કરી છે અને તે પક્ષ એવા દાવા કરે છે કે તેમણે કાઢેલી તીથી માતાજીની ખાસ આજ્ઞાથી અને શાસ્ત્રાનુસાર છે, અને અસલના રીવાજ પ્રમાણે છે. બીજો પક્ષ કે જે જરા સુધારો કરવાનો ડોળ રાખે છે, પરંતુ જે પક્ષની આંતરીક ઈચ્છા જુના પક્ષનેજ મળતી છે તેણે એવી ખબર બહાર પાડી છે કે માતાજીની આજ્ઞાનુસાર અને અસલના રીવાજ પ્રમાણે બધી ધાર્મીક ક્રીયાઓ કરીને તેમણે દર ત્રણ વર્ષે લગ્ન કરવાની તીથીઓ નકી કરી છે અને સર્વ જ્ઞાતીબંધુઓને તેમણે નકી કરેલી તીથી ઉપરજ લગ્ન કરવા વીનંતી કરી છે. આ કહેવાતા સુધારક પક્ષના કહેવા પ્રમાણે જો માતાજીએજ આ વર્ષે કાંઈક રહેમ કરીને દર ત્રણ વર્ષે લગ્ન કરવાની છુટ આપી હોય તો કડવા જ્ઞાતીપર માતાજીની મોટી મહેરબાની કહેવાય પરંતુ સવાલ એ ઉભો થાય છે કે માતાજીને આ વર્ષેજ આવી બુદ્ધી કેમ સુઝી? શું આટલા વર્ષ માતાજી નીદ્રાવશ હતાં? દસ વર્ષની લગ્ન પ્રથાથી બાળલગ્ન લગભગ ફરજીઆતજ થઈ પડે છે અને તેનાથી જ્ઞાતીના બાળકોની શારિરીક તથા આર્થીક સ્થીતીપર ઘણીજ ગંભીર અસર થાય છે તે સર્વ

કોઇ જાણે છે તો માતાજીએ આ અનર્થ નીર્દય થઇને આટલા વર્ષો સુધી કેમ થવા દીધો ? પરંતુ ઉંડી તપાસ કરતાં માલુમ પડે છે કે આ બધા પ્રયત્નો માતાજીના નહી, પરંતુ જ્ઞાતીના સ્વારથી પટેલો તથા ઉંઝાના બ્રાહ્મણોનાજ છે. છેલ્લા ત્રણ ચાર માસમાં અમદાવાદ મુકામે જ્ઞાતીના બન્ને પક્ષના લોકોએ સંખ્યાબંધ હેન્ડબીલો લગ્ન સંબંધી બહાર પાડયાં છે અને તે બધા વાંચી જોવાથી એટલો સાર નીકળે છે કે બન્ને પક્ષો જ્ઞાતીના ભલાની ખાતર નહી, પરંતુ પોતપોતાનો મોભો તથા હક્ક જાળવી રાખવાનેજ નીર્દોષ માતાજીને વચમાં લાવે છે. દસ વર્ષી લગ્નની પ્રથા હવે એક મુવેલા અથવા અધમુવા જાનવર જેવી છે અને જ્ઞાતીના બન્ને પક્ષોનો પ્રયત્ન " કુતરૂ તાણે ગામ ભણી અને શીઆળ તાણે સીમ ભણી " તેના જેવો છે. પોતપોતાનો મત સબળ કરવાને માટે દરેક પક્ષે ભાકતી જોષી મહારાજોની મદદ લઇ અર્વાચીન બનાવટી સ્મૃતીઓ તથા બાળબોધ અક્ષરમાં લખેલા અગડં બગડં શાસ્ત્રોના શ્લોકો ટાંકીને બતાવવા યત્ન કર્યો છે કે પોતે કાઢેલી તીથીઓ શાસ્ત્રાનુસાર છે અને તે તીથીએ લગ્ન કરવાથી વરકન્યા સુખી થશે. બન્ને પક્ષની સ્થીતી અજ્ઞાન યાત્રાળુને પોતપોતાના ઘર તરફ હાથ પકડીને ખેંચી જતા, તિર્થ સ્થાનના પંડયાઓના જેવી છે ! આ તેમના પ્રયત્નો ફકત અજ્ઞાન અને ભોળા જ્ઞાતીબંધુઓને છેતરવા માટે છે તે વાત જો દરેક જ્ઞાતીબંધુ પોતાને ઇશ્વરે આપેલી સાધારણ બુદ્ધીનો ઉપયોગ કરશે તો માલુમ પડશે. જ્ઞાતીના સુધારક બંધુઓ કે જેઓ જ્યોતીષ વગેરે નથી માનતા તેમને તો પટેલોએ કાઢેલી લગ્ન તીથીઓની જરાપણ પરવા નથી અને તેઓ તો પોતાની સગવડ અને ઇચ્છાનુસાર અનુકુળ તીથીઓએ પોતાના પુત્ર પુત્રીઓના લગ્ન

યોગ્ય ઉમરે વેદોકત રીતીએ કરે જાય છે. દાખલા તરીકે આવા બે લગ્નો ગયા માસમાં ભરૂચ મુકામે કડવા જ્ઞાતીમાં થયાં હતાં અને ઇશ્વરની કૃપાથી જુના સડેલા અને સ્વાર્થી વીચારના જ્ઞાતીના કુધારક પટેલોની હજારો બદદુવાઓ છતાં તે લગ્નો નીર્વીઘ્ને પસાર થયાં છે. જે બંધુઓને જ્યોતીષ ઉપર વીશ્વાસ છે તેઓ પણ જો બુદ્ધિપુર્વક વીચાર કરશે તો તેમને માલુમ પડશે કે અમદાવાદના પટેલોએ કાઢેલા લગ્ન શાસ્ત્રીય તથા દરેક જ્ઞાતીના બાળકને અનુકુળ હોઇ શકેજ નહી. હીંદુઓમાં લગ્ન માટે જે તીથી જોવાય છે તે દરેક વર તથા કન્યાનું નામ, જન્મતીથી તથા રાશી વગેરેને આધારે જ્યોતીષ શાસ્ત્ર અનુસાર નક્કી કરાય છે અને તેમાં અમુક ગૃહ નડે છે કે નહી તેનો પણ ખ્યાલ થાય છે, અને આજ કારણથી લગભગ દરેક લગ્ન માટે જુદી જુદી તીથીઓ નક્કી થાય છે. લગ્ન કાઢવાનો આ સાધારણ નીયમ બ્રાહ્મણ, વાણીયા, લુહાણા અને કોળી અને ઢેઢ જ્ઞાતીને પણ લાગુ પડે છે તો કડવા જ્ઞાતીને કેમ લાગુ ન પડે ? શું કડવા પાટીદારો હીંદુ નથી ? આ ઉપરથી સાબીત થાય છે કે, દસ વર્ષ તથા ત્રણ વર્ષના લગ્ન અશાસ્ત્રીય તથા જ્ઞાતીના દરેક બાળક માટે અકુદરતી છે, સંભવ છે કે લગ્ન કાઢનાર પટેલના પુત્ર પુત્રીઓને તે તીથીઓ માફક આવતી હોય તો પછી આવા અકુદરતી લગ્નની તીથીઓજ માન્ય રાખવાની ફરજ દરેક જણ ઉપર કેવી રીતે પાડી શકાય ? જોરજુલમ અને આપખુદીનો જમાનો હવે વહી ગયો છે. ગુજરાતના સુપ્રસીદ્ધ લેખક " ઓહ્યા જોષી " એ વર્ણવેલા " નકા નાગરીયાનો " આ જમાનો નથી કે કોઈ પણ જ્ઞાતીબંધુ ઢેઢને અડે તો તેને નાતબહાર મુકી દેવાય લોકો હવે જાગ્રત થયા છે અને બ્રહ્મચર્યથી થતા લાભો

તથા શાસ્ત્રીય લગ્ન શું છે તે તેઓ જાણે છે.

નામદાર ગાયકવાડે બાળલગ્નનો કાયદો જે તેમના રાજ્ય માટે થોડા વર્ષ અગાઉ પસાર કર્યો હતો તેનો અમલ અજ્ઞાન કડવા જ્ઞાતી ઉપર હજુ સુધી થયો નહોતો, કારણકે તે નામદારને એમ જણાવવામાં આવ્યું હતું કે દસ વર્ષી બાળલગ્ન તે કડવા જ્ઞાતીનો એક ધારમીક રીવાજ છે અને ધાર્મિક રીવાજમાં સરકાર વચ્ચે પડી શકે નહીં, પરંતુ આખા ગુજરાતમાં કડવા જ્ઞાતીમાં સંખ્યાબંધ છુટા લગ્નો થવાથી નામદાર ગાયકવાડને માલુમ પડયું કે તે રીવાજને કડવા જ્ઞાતીના ધર્મ સાથે કાંઇ પણ સંબંધ નથી, પરંતુ ઉંઝાના બ્રાહ્મણોનું તથા જ્ઞાતીના કેટલાક સ્વારથી માણસોનું તે ધતીંગ છે, અને તેથી તે નામદારે બાળલગ્ન પ્રતીબંધ કાયદાનો પુરેપુરો અમલ આ વર્ષે કડવા જ્ઞાતી ઉપર કરવાનું ફરમાન કાઢેલ છે. આમ કરવાથી ગાયકવાડ સરકારના રાજ્યની કડવા પાટીદાર કોમમાં અવર્ણનીય આનંદ ફેલાઇ રહ્યો છે અને તે દયાળુ નામદાર માટે જ્ઞાતીના સજ્જનોએ આભારની લાગણી પ્રદર્શીત કરી છે, પરંતુ કેટલાએક સ્વારથી અને લેભાગુ માણસો કડી પ્રાંતના અજ્ઞાન પાટીદારોને બહેકાવવાને દુષ્ટ યત્ન કરી રહ્યા છે અને સાંભળ્યું છે કે તેઓ આ ઠરાવની વિરૂદ્ધ એક અરજી નામદાર ગાયકવાડને મોકલવાના છે, પરંતુ કડવા પાટીદાર કોમ ઉમેદ રાખે છે કે તે નામદાર આ અરજીને દાખલ દફતર કરશે અને તેવો યત્ન કરનારને રાજ્યના કાયદાની વીરૂદ્ધ ચળવળ કરવા માટે કાયદા પ્રમાણે કામ ચલાવી યોગ્ય શીક્ષા કરશે.

છેવટમાં આશા રાખવામાં આવે છે કે કડવા પાટીદારો પોતાના પુત્ર પુત્રીઓને યોગ્ય ઉંમરે પોતાની સગવડ અને અનુકુળતા

માફક યોગ્ય તીથીએ પરણાવશે અને હીંદની બીજી જ્ઞાતીઓની માફક સંસારીક સુધારામાં આગળ વધી પોતાનું તથા દેશનું ભલું કરશે. અસ્તુ.

બરેલી તા. ૧૯-૨-૨૦. સંયુક્ત પ્રાંત. | લી૦ એ. એચ. પટેલ. એમ. બી. બી. એસ.

---

નં. ૫૮

કડવા કણબીઓની કુમળી વયનાં બાળકોની સંસાર યજ્ઞમાં આહુતી નામનું ચર્ચાપત્ર હિંદુસ્થાન પત્રમાં છપાયું હતું.

## કડવા કણબીઓની કુમળી વયનાં બાળકોની સંસાર યજ્ઞમાં આહુતી.

ઉપલા વીષય વીષે જણાવતાં રા. પટેલ લક્ષ્મણ નથુભાઈ વળાકર લખે છે કેઃ-

ઉમીયા માતાજીના પવીત્ર બ્રાહ્મણો, પુજારીઓ-ગોરો આ સંસારમાં ઉત્તમ બ્રહ્મકુળમાં જન્મ લઇ અજ્ઞાન કડવા કણબીઓની જ્ઞાતીના બાળકોનો સંસાર મુળમાંથીજ છેદાઇ જતો હોવાનું લેશ પણ જ્ઞાન નહી ધરાવતા હોય? જન્મ પામ્યાને પુરા છ મહીના ન થયા હોય તેટલામાં લગ્ન અને તે વળી એક ઘણુંજ લાંબુ દોરડું લઇ સંખ્યાબંધ મેઢાના ગળામાં ગાળીયા નાખી એક સાથે સૌને હાંકે તેવી રીતે?-સંખ્યાબંધ સોલ્જરોની પલટનને તેનો કમાન્ડર 'લેફ્ટ રાઇટ, કવીક માર્ચ' વગેરે કહી એકજ અવાજમાં સૌને સરખા હાંકે તેવી રીતે? અફસોસ! પ્રભુની લાડલી વાડીના કુમળાં

બાળકોનું જીવન ધુળ કરી નાંખનારા રાક્ષસી હૃદયના માબાપો અને તેમને અસત્ય માર્ગ દોરનારા આગેવાનોના આવા કૃત્યો માટે અફસોસ !!

---

નં. ૫૯

કડવા પાટીદાર બંધુઓને સુચના એ ચર્ચાપત્ર હિંદુસ્થાન તા. ૫ મી ફેબરૂઆરી ૧૯૨૦ ના અંકમાં છપાયું હતું.

## કડવા પાટીદાર બંધુઓને સુચના.

નીચેનું ચર્ચાપત્ર પ્રગટ કરવા વીનંતી છેઃ-કે વડીલ ભાઇઓ ઓણુ સાલ અમદાવાદના શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી તથા શેઠ કાળીદાસ બેચાભાઇ તરફથી આપણી જ્ઞાતીમાં લગ્ન કરવાની તીથીઓ બહાર પાડવામાં આવી છે. શેઠ દુર્ગાપ્રસાદ લશ્કરી તરફની તીથી વઇશાખ શુદ ૩ ને દીને પરણવાની છે ને શેઠ કાળીદાસ બેચાભાઇ તરફથી વઇશાખ શુદ ૪ ને દીને પરણવાનો છે. હવે આપણે તે સંબંધી વીચાર કરવાનો છે કે ઉંઝામાં ઉમીયા માતાજી ગેબી અવાજથી અગર કોઇ બીજી રીતે અંતરીક્ષપણે લગ્નની તીથી લખી મોકલે છે તે શી રીતે છે, જો તેમ હોય તો એક પક્ષને તીથી ૩ ને બીજા પક્ષને તીથી ૪ ના લગ્ન કરવાનો હુકમ માતાજી આપે એ તદન અસંભવીત છે. વળી આજ સુધીમાં કોઇ વખત માતાજીએ બે તીથીઓ જુદી જુદી લગ્ન કરવા માટે કાઢી આપી હોય તેવું આપણા જાણવામાં નથી. એ ઉપરથી સીદ્ધ થાય છે કે ઉપર બતાવેલી લગ્નતીથીઓ ઉપર જણાવેલ અમદાવાદના બન્ને શેઠીઆઓની મન કલ્પીત કાઢેલી છે. આ બાબતમાં આપને કાંઇ

શંકા રહેતી હોય તો જાતે ઉંઝા ગામે જઇને તપાસ કરી આવ્વી. રેલ્વેનું સાધન હોવાથી હવે ઉંઝા જવું ઘણું સહેલ છે. તેમ કરવાથી આપને ખાત્રી થશે કે માતાજીના નામથી પત્રીકાઓ કાઢી ખોટી મોટાઇ સાચવી રાખવા ઉંઝાના પટેલીઆઓ તેમજ અમદાવાદના શેઠીઆઓ આ પ્રયત્ન કરી રહ્યા છે. માતાજી રૂબરૂ કોઇને હુકમ આપતા નથી તેમ અંતરીક્ષપણે કોઇ ચીઠી નાખતા નથી એતો તદન ખોટી ગપ છે. આપ એટલો તો વીચાર કરો કે માતા કોઇ દીવસ પોતાના પુત્રને બાળલગ્ન કરવાની આજ્ઞા આપે ખરાં કે જે બાળલગ્નથી આખી જીંદગી નષ્ટ થાય છે. આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ કે આપણી જ્ઞાતીમાં સેંકડે ૨૫ ટકા પરણેતર ટકતું હશે. ઉમ્મર લાયક થતામાં કોઇ મૃત્યુ શરણ થાય છે, અગર તો લુલા, લંગડા, બાડા, કબડા અથવા પ્રતીકુળ સ્વભાવના થવાથી છેવટે ફારગતી આપવાનો વખત આવે છે. એ રીવાજથી આપણો ગૃહસ્થાશ્રમ ઘણોજ દુઃખી થઇ રહ્યો છે તે આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. અફસોસ છે કે જે જ્ઞાતી ક્ષત્રીય ગણાતી હતી તે અત્યારે શુદ્રની પંકતીમાં આવી પડી છે. પાટીદાર બંધુઓમાં હજુ પણ કેટલાક ક્ષત્રીય ગુણો જેવા કે જમીનને ધારણ કરવી, ઉદારતા, સ્વતંત્રતા વગેરેને ટકાવી રહ્યાં છે. પરંતુ આ એક લગ્નની રૂઢીથી તમામ ગુણો ઢંકાઇ જાય છે. બધુઓ આ લગ્નની રૂઢી આપણા વડવાઓએ અમુક વર્ષનેજ માટે પોતાની લાજ સાચવી રાખવાં કાઢી હતી કારણકે મુસલમાની રાજ્ય અમલમાં હીંદુ કન્યાઓને જોર જુલમથી લઇ જવામાં આવતી પરંતુ જે કન્યાને પરણાવી દીધી હોય તેને મુસલમાનો જુઠું જાણી લઇ જતા નહી. તેટલાજ કારણથી આપણે લગ્નની તીથી પાછળ બીજી માંડવરાત ફુલ દડ

સાથે પરણાવવાની રાખેલી છે એટલે મુરતીઓ ન મળે તો છેવટે ફુલ દડા સાથે પરણાવી દેવી. જેથી તે વીવાહીત થયલી ગણાય અને તને મુસલમાનો જુદું ગણી લઈ ન જાય. આટલા માટેજ આપણા વડીલોએ આ રીત થોડા સમય માટે કાઢેલી તે આજ સુધી ચાલુજ રહી છે તો હવે સમયને અનુસરી તેમાં ફેરફાર કરવાની જરૂર છે. બંધુઓ! કાયદાઓ અમુક વખતને માટેજ હોય છે. હંમેશને માટે હોતા નથી. વખત બદલાતા જરૂર તેમાં ફેરફાર કરવો જોઇએ છે. કાયદાઓ આપણે માટે છે. આપણે કાયદા માટે નથી એ વીચારી જોવું. ભાઇઓ બ્રહ્મચર્ય ઉપર આખી જીંદગીનો આધાર રહેલો છે તે બ્રહ્મચર્યને નષ્ટ પ્રાયઃ કરવામાં આવે છે. આપ કહેશો કે આપણે તો યોગ ઉમ્મરે પોખણું કરી કન્યા વળાવીએ છીએ તો પછી બ્રહ્મચર્ય કેવી રીતે નષ્ટ થાય, પરંતુ ભાઇઓ બાળકને નાનપણામાં પરણાવવાથી વહુ, સાસુ, સસરા વગેરે ગૃહસ્થાશ્રમી સંસ્કારો તેના મગજમાં ગુસી જાય છે. તેમજ આપણા ઘેર ઘેરનાં કજોડાના ઝગડાઓ બાળકો જુએ છે એથી કરી ઘણાં બાળકોના મન ઉપર ખોટી અસર થાય છે. જે સમય વીદ્યા હુન્નર પ્રાપ્ત કરવાનો છે તે સમય બાળકને ગૃહસ્થાશ્રમ ચલાવવાનો આવે છે. એ રીવાજ તદન ઇશ્વરીય નીયમથી ઉલટો છે. માટે બંધુઓ! આ કુરીવાજને છોડી દઈ યોગ ઉમરનાં બાળકો થાય ત્યારે છુટા લગ્ન કરવા તૈયાર થાઓ કે જેથી ઇશ્વર તમારી મન કામનાઓ પુર્ણ કરશે. ઇશ્વરી નીયમ મુજબ ચાલવાથી મનુષ્ય સુખી થાય છે એ મહા મંત્ર છે. લગન જેવા મોટા પ્રશ્નને નજીવી વાત ગણી ઢીંગલા ઢીંગલીની માફક પરણાવી આપો છો તે શું માનુષી રીત છે? બાળકને લગ્ન એટલે શું તેનું તો બીલકુલ જ્ઞાન હોતું નથી.

લગ્નમાં અગ્નીહોત્ર તેમજ સુર્યની સમક્ષ પ્રતીજ્ઞાઓ કરવી પડે છે ત્યારે વીધીસર લગ્ન થયા કહેવાય તેને બદલે આપણાં લગ્નમાં તો તદન ગડબડાધ્યાય કરી પતાવી દેવામાં આવે છે. આ લગ્નને અમદાવાદવાળા શેઠ કાલીદાસ ઓઘાભાઇ પોતાના તરફથી કાઢેલી પત્રીકામાં દેવી લગ્ન કહે છે. ભલા શેઠજીને નમ્ર વીનંતી કરૂં છું કે આપ દઇવી લગ્નનો અર્થ પુરો સમજો છો કે? ગમે તેમ આડું અવળું લખી દઇ ભોળા પાટીદારો ઉપર પરેસાઇ કરવા માગો છો! શું એક નીરક્ષર નામનોજ બ્રાહ્મણ આવી તેના માતા પીતાને ખભે લીધેલા રોતા કકળતા બાળકને ફેરા ફેરવી જાય તેને દઇવી લગ્ન કહો છો? દઇવી લગ્નનો ખરો અર્થ શું છે તે જુઓ. પુર્ણ બ્રહ્મચર્યવાન સ્ત્રી પુરૂષ પ્રેમયુક્ત પ્રસન્નતાપુર્વક વીવાહ કરે તેનું નામ દઇવી લગ્ન છે. ( જુઓ મનુસ્મૃતી ) આતો આપણા ખરી રીતે પિસાચ લગ્ન કહેવાય કેમકે જેને સ્ત્રી પુરૂષનું ભાન હોતું નથી તેવા બાળકના લગ્ન મારીમચડીને કરી દેવાં તે પૈસાચ લગ્ન નહી તો બીજું શું! ભાઇઓ વીચારો! આપણાં બાળકોનું હીત અહીત જાણવું તે આપણુંજ કામ છે એમાં અમુક ગામના પટેલીઆઓ લખી મોકલે તેજ તીથીએ અંધશ્રધા રાખી વર્તવું તે અત્યંત હાનીકર્તા છે. હવે છેવટે આપને આ બાબત પુર્ણ વીચાર કરવા વીનંતી કરૂં છું. આવી ઉત્તમ ગણાતી પાટીદાર કોમ કે જેના ઉપર સૃષ્ટીનો આધાર રહેલો છે તે આવા કુરીવાજથી દીન દીન પ્રત્યે નષ્ટભ્રષ્ટ થતી જાય છે એથી મારૂં હૃદય કંપી ઉઠે છે. એથીજ આ સત્ય હકીકત આપને લખવા પ્રેરણા થઇ છે તે ઉપર વીચાર કરી વહેલાસર ચેતી આ રાક્ષસી રૂઢીને તીલાંજલી આપી યોગ્ય ઉમ્મરે પુત્ર પુત્રીઓના લગ્ન કરશો એવી આશા હું રાખું છું.

તા. ક.—ભાઇઓ ! માતા ઉમીયા તરફની કાંઇ બીક રાખશોમાં તેઓ તો આપણુને ભલામણ કરે છે કે ઇશ્વરી નીયમ મુજબ ચાલો તો તમારૂં કલ્યાણ થશે. ઉપરના મારા લખાણથી આપ એમ નહી સમજશો કે હું માતાજીનો દ્રરોહી છું, પરંતુ ઉમીયા માતાજીનો પરમ ભક્ત છું અને એમની પ્રેરણાથીજ આપને લખી જણાવું છું. એજ વીનંતી.

લી૦ જ્ઞાતી સેવક.
**મગનલાલ લલ્લુભાઈ પટેલ ધોલેરા.**
હાલ ગુરૂકુળ સાન્ટાક્રૂઝ.

---

નં. ૬૦

પાટડીમાં દરબાર સાહેબને ત્યાં કડવા પાટીદાર કોમમાં લગ્ન સબંધીના સવાલનું નિરાકરણ કરવા ગુજરાત કાઠીયાવાડ માળવા વીગેરે પ્રદેશોમાં વસ્તા કડવા પાટીદારોના પ્રતિનિધીઓનુ સંમેલનનું પ્રોસીડીંગ-બુક છપાઇ વેંચાઇ હતી.

## કડવા પાટીદાર કોમમાં લગ્ન સંબંધીના સવાલનું નિરાકરણ કરવા ગુજરાત, કાઠીયાવાડ માળવા વીગેરે પ્રદેશોમાં વસ્ત કડવા પાટીદારોના પ્રતિનિધીઓનું સંમેલન પાટડી મુકામે થયેલું તેના કામકાજનુ પ્રોસીડીંગ્સ.

**સંવત ૧૯૭૬ ના ફાગણ વદ ૪ સોમવાર.**

**તા. ૮ માહે માર્ચ શને ૧૯૨૦**

નોંખા નોંખા પ્રદેશના હજારેક પ્રતિનિધીઓ હાજર છે.

શરૂમાં દરબારશ્રી દોલતસીંહજીએ પોતાનું ભાષણ વાંચી બતાવ્યું તે નીચે મુજબઃ—

**ભાઇઓ,**

આપ સૌ મારા આમંત્રણને માન આપી અત્રે પધાર્યા છો, તે માટે શરૂમાં આપ સરવેનો હું આભાર માનું છું, અને હમારા આ ગામમાં આપને અંતઃકરણપૂર્વક આવકાર આપું છું.

સદગૃહસ્થો, હવે આપને અત્રે બોલાવવાના કારણ ઉપર આવીએ. આ સાલ લગ્ન નિકળ્યાના તથા જુદા જુદા પક્ષે જુદી જુદી તારીખના લગ્ન કાઢયાનાં તથા પોતાની તારીખ ખરી છે, અને બીજાની ખોટી છે. એવાં આમનસામન છાપાં તો મલતાં રહેતાં હતાં, પણ ખાસ પ્રવૃતિઓ કડી પ્રાંતના આગેવાનો, અમદાવાદ, વીરમગામ, પાટડી વિગેરે ગામોનાં કેટલાંક માણસો મેહેસાણા મુકામે ભેગા થઇ તા. ૧૫–૧–૨૦ ના રોજ ઠરાવ કરીને કરાવેલી છે. આ સંબંધમાં હમારા ઉપર પ્રથમ આવેલો કાગળ આપ સમક્ષ વાંચી બતાવું છું.

જે ઠરાવનો હવાલો આપેલો છે તે વાંચી બતાવું છું.

શ્રીમંત સરકારનો હુકમ વાંચી બતાવું છું.

ઉપર જણાવેલા ઠરાવ પછી કડી પ્રાંતના સુબા સાહેબે જે સરક્યુલર કાઢેલ છે. તે વાંચી બતાવું છું.

કડી પ્રાંત કડવા પાટીદાર સમાજ તરફથી આવેલો કાગળ જે હમણાં મેં વાંચી બતાવ્યો. તેમાં જણાવ્યા પ્રમાણે સોએક માણસનું ડેપ્યુટેશન મારી પાસે આવ્યું હતું અને બધાને અનુકુળ આવે તે રીતે લગ્નનો ગાળો ટુંકો કરી એક તારીખે હમેંશની વિધિ પ્રમાણે

લગ્ન કરવાનો પ્રથા જળવાઈ રહે તેવો સમાધાની ભર્યો રસ્તો જ્ઞાતિના આગેવાનોને બોલાવી કરી આપવા માંગણી કરી હતી. નાતના કામમાં બહુ માથું નહીં મારવા આંહીની હમેશની પદ્ધતિ છે, અને વળી તાજેતર હમારા પિતાશ્રીના સમયમાં એ વખતનો કડવો અનુભવ હતો, એટલે એ માંગણી સંબંધી તાત્કાલીક હમે કાંઇ નિર્ણય ઉપર આવ્યા નહોતા. પછીની સ્થિતિ બહુ હાલમ ડોલમ અને ગુંચવાડાવાળી થઇ પડી હતી. લગ્ન હાલ સાલ થશે કે નહી એમ ઘણી બાજુથી સવાલ પુછવા લાગ્યા. કેટલાક ભાગોના પ્રતિનિધીઓ તો એ તપાસ માટે જાતે આવ્યા હતા. કેટલાકો લગ્ન હાલ સાલ કરવાનો આગ્રહ કરતા હતા, તો કેટલાકો મજબુત રીતે બંધ રાખવાને કહેતા હતા. લગ્નોઆ પણ લગ્ન લેઇ જવાં કે નહીં તે પૂછવા આવ્યા હતા. વળી દરેક પક્ષને ફાવતી ખટપટો થતી હોવાની બૂમો આવતી હતી. આ પ્રમાણે બહુ ગુંચવાડો થઇ રહ્યો હતો. આ વખતે સૌને અનુકૂળ આવે તેવો વચલો રસ્તો નીકળી સમાધાન થઇ જ્ઞાતિમાં શાન્તિ પ્રસરવા સંભવ છતાં હમારી તરફથી લગ્ન નહી આપવા માટે હમારો દોષ પણ નીકળતો હતો.

આવા સંજોગોમાં છેવટે આપ સૌને આ પ્રમાણે તસ્દી આપવા જરૂર પડી છે.

લગ્નનો લાંબી મુદતનો ગાળો છે, તે ફેરવી ટુંકી મુદતનો કરવાનો બધાનો વિચાર અને માગણી છે. હવે ગાળો કેટલો રાખવો તે ફકત આપણે વિચારી નક્કી કરવાનું છે, તે સાથે લગ્ન કાઢવાની હાલની રીતથી અમદાવાદમાં પક્ષ પડી ઘણો કુસંપ વધી ગયો છે, તથા આખી કોમને દર લગ્ન વખતે ઝઘડવું પડે છે, તેથી હવે લગ્ન કાઢવા માટે એક કમીટી નીમવી, અને તે મુકરર થયેલાં અંતરે

ધારાસર માતાજી આગળ વિધી કરી લગ્ન કાઢે ને તે પ્રસિદ્ધ કરાવે આવું બંધારણ બાંધવાની દરખાસ્ત છે.

આપણી જ્ઞાતિની લગ્ન સંબંધી પદ્ધતિ સબંધે મતભેદના કારણથી જ્ઞાતિને જેટલી હાની થવા લાગી છે, તેના કરતા વધારે હાની જ્ઞાતિને થઇ છે, અને હજુ થવા સંભવ છે, તે કારણ પણ વિચારી દૂર કરવા જેવું છે. તે એ છે કે આપણી જ્ઞાતિમાં દીન પ્રતિદીન ગોળ થતા જાય છે. મોટા ગોળના પણ નાના ટુકડા થતા જાય છે. આ પ્રમાણે થવાનું પરિણામ એ થવાનું કે વખત જતે પ્રત્યેક ગોળ એક જાણે જુદી નાની જ્ઞાતિ હોય એમ થઇ જવાનો. નાની જ્ઞાતિને લગ્ન સંબંધી મુસ્કેલીઓ કેટલી પડે છે, તે જેને અનુભવ છે, અને મને ખાત્રી છે કે તમારામાંના ઘણાને તેવો અનુભવ થયો હશે, તેતો જાણ્યા વિના રહ્યા નથીજ કે તેનાથી બેહદ મુશીબતો નડે છે અને તેવી નાની જ્ઞાતિમાં જન્મ થયો ન હોત તો સારૂ એવાં ઉદગારો તે જ્ઞાતિના કેટલાક માણસો કાઢતા સંભળાય છે.

જેમ ક્ષેત્ર મોટું તેમ લાભ ઘણા હોય છે. મોટા ક્ષેત્રમાં વ્યાપાર કરનારાના લાભ મેળવી જોતાં તમને જણાયા વિના રહેશે નહીં કે વિશાળ ક્ષેત્રમાં ફાયદા ઘણા છે. મહાન રાજ્યમાં વસનારને તથા નોકરી કરનારને પણ ઘણા ફાયદા થાય છે, તેવો અનુભવ સામાન્ય છે. તેજ પ્રકારની આખી જ્ઞાતિના ટુકડા સાંધી અસલ પ્રમાણે આખી જ્ઞાતિ થાય તો ફાયદોજ થાય તે વાત તો સર્વ કોઇથી ના પાડી શકાય તેમ નથી.

ગોળ ઘણા વખતથી થયા છે, તેનું પરિણામ ગોળવાળા પણ જાણે છે તેમને ઘણી ઘણી મુશીબતો ભોગવવી પડે છે તેવો અનુ-

ભિન્ન થયા છતાં બધા મળીને દુઃખનું નિવારણ કરવાનું એમનાથી બની શકતું નથી, તેનું મુખ્ય કારણકે તે બધાને એકઠાં મળવાની હજુ સુધી જોઇએ તેવી તક મળી જણાતી નથી. હવે જ્યારે તમો સર્વને આજરોજ જોઇએ તેવી તક મળી છે અને આખી જ્ઞાતિના આગેવાનો આજે મળ્યા છો તો તમો સઘળા મળી સંપૂર્ણ રીતે દીર્ઘ વિચાર કરી જ્ઞાતિને તોડનાર ગોળ સબંધી છેવટના નિશ્ચયપર આવશો.

આખી જ્ઞાતિ અવિભક્ત રહે, આખી જ્ઞાતિનું ઐકય પાછું બની રહે તેમાંજ આખી જ્ઞાતિનું હીત રહ્યું છે. તેમાંજ જ્ઞાતિને પૂર્ણ લાભ છે. અને તેમાં જ્ઞાતિનું બળ છે. આસપાસની રાજકીય સ્થિતિ જોતાં આખી જ્ઞાતિનું ઐકય થશે, અને ગોળ નીકળી જશે, તો જ્ઞાતિ સમસ્તને અનેક લાભ થવાના. તેથી ઉલટુ જો જ્ઞાતિના ટુકડા થઇ જશે તો રાજકીય લાભો પણ મળવામાં ઘણી અડચણો પડવાની.

જે વખતે બીજી કોમો એક થવા પ્રયત્ન કરી રહી છે અને એક થઇ રાજકીય લાભ મેળવવા આશા રાખે છે, તેજ વખતે તમો તમારી જ્ઞાતિના ટુકડા કરતા ચાલો છો, એ સમ ત જ્ઞાતિને હાનીકારક પગલું છે. તો તમો સઘળો વિચાર કરી આવું અનિષ્ટિ પરિણામ ન થાય એમ કરશો એવી આશા છે.

અગાઉ ગોળની બદી આ પ્રમાણે ઘણી વધી ગયેલી, તેથી સંવત ૧૯૨૫ માં મારા દાદાજીએ જ્ઞાતિ મેળો કર્યો હતો, અને જ્ઞાતિએ એકમતે થઇ ગોળ તોડી નાંખ્યા હતા, તે ઠરાવ હું તમને વાંચી બતાવું છું. તે મેળાવડો કરાવનાર એક સરખેજનો બ્રાહ્મણ હતો. હાલની માફક તે વખતે પણ ગોળથી ધર્મ વિરૂદ્ધ અત્યાચારો

થયાથી તે પુરૂષને બહુ લાગ્યું હતું, અને તેથી અમારા દાદાજી પાસે આવી અત્યાચારોની અસર કરાવી મેળાવડો કરાવ્યો હતો.

છેવટે તમારાજ આગ્રહથી અને જ્ઞાતિ હીતથી પ્રેરાઈ તમોને અતરે આમંત્રણ કરી એકઠા કર્યા છે, તો તમો જ્ઞાતિ હીતના ખાતર જ્ઞાતિના ઐકયની ખાતર, જ્ઞાતિના લાભ અને ભલાની ખાતર, સર્વને અનુકુળ પડે તેવો જ્ઞાતિના લગ્ન સબંધીનો રસ્તો કાઢવા તથા ગોળની હાની દૂર કરવા યોગ્ય કરશો તો મેં જે શ્રમ લીધો તે ફળીભૂત થયો છે એમ સમજીશ, અને મને આ વખતે સંપૂર્ણ આશા છે કે તમો જ્ઞાતિના આગેવાનો જ્ઞાતિ સમસ્તને આ વખતે નિરાશ નહીજ કરો એવા ભરૂસાથી હવે હું બેસવા રજા લઉ છું.

## ભાષણમાં વાંચેલા કાગળો નીચે મુજબ.

તા. ૧૬-૧-૨૦ મેહસાણા.

### જ્ઞાતિ શીરોમણી નામદાર દરબાર શ્રી દોલતસીંહજી સુરજમલસીંહજીની સેવામાં મુ. પાટડી.

મેહસાણાથી લી. કડી પ્રાંત કડવા પાટીદાર સમાજ તરફથી વિનંતી કરવાની કે ગઇ કાલ તા. ૧૫-૧-૨૦ ના રોજ મહેસાણા મુકામે કડી પ્રાંત કમીટી ભેગી થઇ ઠરાવ કર્યો છે કે ચાલુ સાલે લગ્ન કાઢવામાં આવેલાં છે તે લગ્ન વધાવવાથી તેમજ તે લગ્ન કરવાથી અમારી કડી પ્રાંતની રૈયતને અડચણ આવી છે. કારણ અમારા સરકાર તરફથી કાયદાનો બાદ ઘણોજ આવે છે. તેમજ મોંઘવારી બહુજ છે. તે કારણોને લેઇને સુધારાવાળા પક્ષ અને જુના વિચારવાળા પક્ષ એ બન્ને પક્ષોએ મળી કડી પ્રાંત 'સુબા સાહેબની રૂબરૂ એવો ઠરાવ કર્યો છે કે આ સાલે લગ્ન કરવા નહી

અને હવે પછી કેવી રીતે લગ્ન કરવા અને કયારે કરવાં વીગેરેનો વીચાર કરવા તેમજ બન્ને પક્ષે એક સંપી થઈ આપ દરબારશ્રીની હજુરમાં જવું અને તેઓ સાહેબ જે સલાહ આપે તે પ્રમાણે વર્તવું એવો ઠરાવ કરી, તા. ૧૯–૧–૨૦ ને સોમવારના રોજ આપ ચરણે કડી પ્રાંતના તમામ ગોળના આગેવાનો વિનંતી કરવા આવવાના છીએ એજ અરજ તા. મજકુર.

લી. આપનો
પા. ગંગારામ નરસી.

## ઠરાવ નં. ૧.

તા. ૧૫–૧–૧૯૨૦

આજરોજ મહેસાણા મુકામે કડી પ્રાંતના કડવા પાટીદારો તથા વીરમગામ, પાટડી, અમદાવાદ વીગેરે સમસ્ત પાટીદારો સંમેલન મળી એક મત થઇ ઠરાવ કરીએ છીએ કે આ સાલમાં આપણી જ્ઞાતિના લગ્ન નીકળ્યાં છે, તે લગ્ન હાલ શાલે કરવાં નહીં એવો ઠરાવ સર્વાનુમતે મંજુર રાખવામાં આવે છે, કારણ આ સાલે મોઘવારી છે તેમજ સરકાર તરફથી પરવાનગી મળતી હતી તે પણ રદ થઈ છે, તે બંદલ નીકાલ કરાવવા વખતની જરૂર છે તેમજ શ્રી સરકાર તરફથી યોગ્ય રીતે ખુલાશો ન થાય ત્યાં સુધી લગ્ન કરવાં નહીં એ ઠરાવ સર્વાનુમતે મંજુર કરવામાં આવે છે.
તા. ૧૫–૧–૨૦

ઉપર પ્રમાણેનો ઠરાવ કરી સર્વે લોકોની સહીઓ કરાવેલ છે.

## નામદાર ગાયકવાડ સરકારની આજ્ઞાપત્રિકા.

### તારીખ ૧ માહે જાનેવારી સને ૧૯૨૦ પોષ સુદ ૧૦ સંવત ૧૯૭૬ ના પાને ૫૮૬ ની જાહેરાત નકલ.

## ન્યાયમંત્રી કચેરી.

જાહેરાત અંક ૭ સંવત ૧૯૭૬

વિષય—ચાલુ સાલે કડવા કણબી ન્યાતમાં થનારા બાળલગ્નો માટે પરવાનગી મળવા અરજીઓ નહી કરવા વિષે.

જાહેરાત કાઢવાનું કારણ—ચાલુ સાલે કડવા કણબી ન્યાતમાં લગ્નો નીકળવાનાં છે એમ જાહેર થયેલું છે. સદરહુ ન્યાતમાં બાર વર્ષેજ લગ્ન નીકળે છે, એવી રૂઢી હોવા બાબતની સમજુત હોવાથી તે રૂઢીને માન આપવા માટે બાળલગ્ન પ્રતીબંધક નિબંધની કલમ ૮ ની પેટા કલમ (૨) ની રકમ (क) નો અપવાદ રાખવામાં આવ્યો હતો, પણ ગએ વખતે સદરહુ ન્યાતમાં સંવત ૧૯૬૬ માં લગ્નો થયા પછી ચાલુ સાલે એટલે દશમે વરસે ફરી લગ્ન નીકળ્યાનું જાહેર થયું છે. તેમજ સદરહુ ન્યાતમાં ગમે તે વખતે લગ્ન થઇ શકે એવા વિચાર સુધારા પક્ષના કેટલાક આગેવાનો ધરાવે છે અને એવી રીતે તે ન્યાતમાં વચલાં વર્ષોમાં પણ કેટલાક લગ્ન થયાં છે, એમ જાણવામાં આવેલું છે. તે ઉપરથી કડવા કણબી ન્યાતમાં બાર વરસેજ એક વખતે લગ્ન થાય છે, એ સિદ્ધાંત તુટી પડે છે અને તેથી બાળલગ્ન પ્રતિબંધક નિર્ણયની કલમ ૮ ની પેટા કલમ (૨) ની રકમ (क) ની રકમનો લાભ તે ન્યાતને એક સહી મળવા જેવો નથી. એમ હોવાથી સદરહુ ન્યાતના લોકોને ન્યાયાધિશોઓમાં પરવાનગી મળવાની અરજીઓ કરતાં અને ખર્ચમાં વિના કારણ ઉતરતાં અટકાવવાના હેતુથી શ્રીમંત સરકારના હુકમ અન્વયે નીચે પ્રમાણે સુચવવામાં આવે છે.

કડવા કણબી ન્યાતમાં થનારા બાળ લગ્નોને નિબંધની કલમ ૮ ની રકમ (क) નો લાભ મળશે નહી.

(૨) ચાલુ સાલે કડવા કણબી ન્યાતમાં લગ્ન થવાનું જાહેર થાય અને બાળલગ્ન કરવા માટે પરવાનગી મળવા તે ન્યાતના લોકો અરજીઓ કરે તો બાળલગ્ન પ્રતિબંધક નિબંધની કલમ ૮ ની પેટા કલમ (૨) ની રકમ (क) નો લાભ તેમને મળી શકશે નહી.

તારીખ ૨૭ માહે ડીસેમ્બર સને ૧૯૧૯ વી. એમ. પી. | Sd. G. K. Dandekar ન્યાયમંત્રી.

**શ્રી**

કી. જા. નં. ૪૬૬

**હા. હુકમ.**

તા. ૧-૧-૧૯૨૦ ની આજ્ઞાપત્રિકા પાને ૫૮૬ ઉપર મે. રા. રા. ન્યાયમંત્રીસાહેબની જાહેરાત નંબર ૭ તા. ૨૭-૧૨-૧૯૧૯ ની પ્રસિદ્ધ થયેલી છે, તેમાં સરકારના હુકમથી જણાવવામાં આવ્યું છે કે ચાલુ સાલે કડવા કણબી જ્ઞાતિમાં લગ્ન થવાનું જાહેર થાય અને બાળલગ્ન કરવા માટે પરવાનગી મળવા તે જ્ઞાતિના લોકો અરજીઓ કરે તો બાળલગ્ન પ્રતીબંધક નિબંધની કલમ ૮ ની પેટા કલમ ૨ ની રકમ क નો લાભ તેમને મળી શકશે નહી.

૨ સરકારથી આવો હુકમ થવાનો સંભવ છે, એ ધાસ્તીથી ઉંઝાના પટેલ શામળદાસ બાજીભાઇએ ઉતાવળ કરી સદરહુ જાહેરાત આજ્ઞાપત્રીકામાં પ્રસિદ્ધ થતાં પહેલા લગ્ન કાઢી નાંખેલું છે. આનું પરિણામ એ થવાનું કે ખરી સ્થિતિ નહીં સમજનાર કડવા પાટીદાર જ્ઞાતિનો અજ્ઞાન વર્ગ મુકરર થએલા દિવસે લગ્નો કરવા તૈયાર થઇ જશે અને ન્યાયાધીશીમાં પરવાનગી માટે અરજીઓ કરશે, પરંતુ સદરહુ જાહેરાત અન્વયે હવે પરવાનગી મળી શકશે

નહી તેથી સ્ટાંપ વિગેરેનો ખર્ચ લોકોના માથે પડશે અને જો ખોટી સમજથી પરવાનગી મળ્યા વિના લગ્ન કરશે તો તેમના ઉપર ફોજદારી કામ ચાલી દંડનો બોજો પડશે, આ પ્રમાણે થાય તો લોકો ઉપર ઘણી મોટી રકમનો બોજો પડે તેમ છે, અને તેથી સરકારનો સ્તુત્ય હેતુ બર આવશે નહીં.

૩ ગઈ કાલે મહેસાણા મુકામે કડવા પાટીદાર જ્ઞાતીના ઘણા ગામોના લોકોએ મોટી સંખ્યામાં ભેગા મળી સરકારનો સ્તુત્ય હેતુ બર આવે અને સરકારના હુકમનું માન રાખવામાં આવે એટલા માટે પટેલ શામળદાસ બાજીભાઇ તરફથી ઉતાવળ કરી જે લગ્ન કાઢવામાં આવ્યું છે તે પ્રમાણે ન વર્તતાં ચાલુ સાલે લગ્ન કરવાં નહીં, એવો સર્વાનુમતે ઠરાવ કર્યો છે. એ ઠરાવ કરવાનો બીજો ઉદ્દેશ એવો પણ છે કે ચાલુ સાલે લગ્ન નહી કરતાં પુરતો વખત મળશે. તેથી સમસ્ત જ્ઞાતિએ એકત્ર થઇ લગ્નના ચાલતા આવેલા રીવાજમાં સમયને અનુસરી કેવો ફેરફાર કરવો તે નક્કી કરી જો કાયદામાં તે ધોરણે ફેરફાર થવાની જરૂર જણાય તો સરકારને તેમ કરવા વિનંતી કરવી.

૪ ઉપર જણાવેલી જાહેરાત જોકે આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ છે, તો પણ કડી પ્રાંતની મોટી કડવા પાટીદાર જ્ઞાતિના દરેક ગામે દરેક ઇસમને એ જાહેરાતની માહિતી મળે એવો સંભવ નથી, અને જો તેમ થાય તો સરકારનો સ્તુત્ય હેતુ નષ્ટ થઇ અજ્ઞાનપણામાં લોકો ઉપર ઘણી મોટી રકમનો બોજો આવી પડે તેમ છે.

૫ સબબ આ દફતરી હુકમથી દરેક મહાલના રા. વહીવટદાર તથા પેટા મહાલના આ. મહાલકારીને જણાવવામાં આવે છે કે આ હુકમની નકલ તેમને મળે કે દરેક ગામના પટેલ તલાટી તરફ

મોકલવી અને પટેલ તલાટીએ નકલ મળે કે તરત વગર વિલંબે દરેક ગામના કડવા પાટીદારોને ચોરા આગળ અગર બીજી પ્રસિદ્ધ જગાએ એકઠા કરી તેમને અમારો આ હુકમ બરાબર સમજાવવો કે જેથી ચાલુ સાલે લોકો ભુલમાં પડી પટેલ શામળદાસ બાજીભાઇ તરફથી મુકરર કરવામાં આવેલી તારીખે લગ્ન કરવાની તૈયારી કરે નહીં, અને પરવાનગી મેળવવાની ખોટી આશાથી ખરચમાં ઉતરે નહીં તથા વગર પરવાનગીએ લગ્ન કરી ફોજદારી કામ ચલાવવાને પાત્ર થઇ દંડના બોજામાં આવે નહીં.

૬ ઉપર પ્રમાણે તજવીજ કંઇ પણ વિલંબ વિના પટેલ તલાટીએ તેમની સુપ્રતના દરેક ગામે બરાબર રીતે કરવી જોઇએ. જો કોઇ પટેલ તલાટીની કસુરથી કે હમઅમથી ઉપર જણાવેલી જાહેરાત પ્રસિદ્ધ કરવાનો સરકારનો હેતુ નિષ્ફળ ગયો છે, એમ જણાશે તો તેમને બર તરફી સુધીની સખ્ત શિક્ષા અમારા તરફથી કરવામાં આવશે.

આ દા. હુકમની નકલો દરેક મહાલે વ. પેટામહાલે મોકલવી તા. ૧૬ માહે જાનેવારી સને ૧૯૨૦

| | |
|---|---|
| ન. મુ. કરનાર<br>ત્રી. બળવંત–કારકુન. | સહી. આર. એમ. દેસાઇ<br>**સુબા પ્રાંત કડી.** |

## સં. ૧૯૨૫ ના જ્ઞાતિ મેળાવડામાં થયેલા ઠરાવોમાંથી.

૧ કલમ પહેલી–જ્ઞાતિના લોકોએ ગોળ બાંધી પોતાનાજ ગોળમાં કન્યાઓ લેવા દેવાનો વહીવટ પાડયો છે, તે બંધાએલા ગોળ આજરોજ તોડી નાંખ્યા છે. માટે પોતપોતાની ખુશી પ્રમાણે કન્યાઓ લેવીદેવી તેમાં કોઈ માણસે હરકત ઇજા કરવી અગર કરાવવી નહી.

અમદાવાદના પટેલ જીવણલાલ અમૃતલાલે નીચે મુજબ દરખાસ્ત કરી.

મે. દરબાર સાહેબ દોલતસીંહજી તથા જ્ઞાતિબંધુઓ.

મરહુમ દરબાર સાહેબ સૂર્યમલજી સાહેબે આપણી જ્ઞાતિના હીતના ખાતર મહાન શ્રમ તથા ખર્ચ કરી આપણી જ્ઞાતિનો મેળાવડો સંવત ૧૯૬૮ ની સાલમાં કર્યો હતો, તે વખતે સમસ્ત જ્ઞાતિ તરફથી તેઉ સાહેબને જ્ઞાતિના આગેવાનોનું કહેવું સાંભળી જે રસ્તો કાઢે તે સમસ્ત જ્ઞાતિને કબુલ છે, એવો ઠરાવ કરેલ અને તે પ્રમાણે તેઓ નામદારને આગેવાનોનું કહેવું સાંભળ્યા બાદ અને નામદાર ગાયકવાડ સરકાર તરફથી બાળલગ્ન પ્રતિબંધકનો કાયદો તે વખતે તાજેજ થયો હતો તે ધ્યાનમાં લેતાં એવું લાગ્યું કે સઘળાને અનુકુળ લાગે તેવો રસ્તો તે વખતે તુર્ત કાઢી શકાય તેમ નથી તેથી પોતાનો છેવટનો ઠરાવ બહાર પાડવાનું મુલતવી રાખ્યું હતું. તેઉ સાહેબના સ્વર્ગવાસ થયા બાદ જે જે બનાવો બન્યા છે અને તમો નામદાર દરબાર સાહેબે ભાષણમાં બતાવ્યાં છે તેના પરીણામે આપણી જ્ઞાતિના આગેવાનોની વિનંતી અને આગ્રહથી તમોએ તે બાબતનું નિરાકરણ કરવા જ્ઞાતિ સમસ્તને આજે એકઠી કરી છે તો હું દરખાસ્તરૂપ અરજ કરૂ છું કે આપના પિતાશ્રીએ જે ઠરાવ કરવાનું મુલતવી રાખ્યું હતું, તે કામ હાથપર લેઇ સઘળાને સામાન્ય રીતે અનુકુળ પડે તેવો રસ્તો કાઢશો, એવી આપને જ્ઞાતિ અર્જ કરે છે, તેની દરખાસ્ત રજુ કરૂં છું.

તે દરખાસ્તને નીચે મુજબના સદગૃહસ્થોએ ટેકો આપ્યો ને સર્વાનુમતે મંજુર થઇ.

| | |
|---|---|
| શેઠ. મગનલાલ મણીલાલ | અમદાવાદ. |
| પારી. ત્રીભોવનદાસ હરીવલદાસ | વીરમગામ. |
| પારી. ઇશ્વરદાસ જેશીંગભાઇ | વીરમગામ. |
| પટેલ. કેશવલાલ માધવલાલ વકીલ | વીરમગામ. |
| અમીન શીવાભાઇ સુરજમલ | ગોઝારીઆ. |
| પટેલ તળજારામ નાથાભાઈ | પાદરા. |
| પટેલ ગંગારામ નરસીદાસ | મહેશાણા. |
| પટેલ પરભુદાસ ભાવસંગ | વીસનગર. |

દરબારશ્રીએ પોતે એકલા નહીં, પણ જો એક કમીટી સંમેલન નીમી આપે તો તે કમીટીની મદદથી નિરાકરણ કરવા ઇચ્છા જણાવી.

દેસાઇ કરસનદાસ જેશીંગભાઇએ જુદા જુદા વિભાગોના આગેવાનોના નામ આપી તેની કમીટી નીમવા દરખાસ્ત કરી તેને શેઠ મફતલાલ ગગલભાઇ અમદાવાદવાળાએ ટેકો આપ્યો.

તે વીરૂદ્ધ પટેલ અમરસીંગ દેસાઇભાઇએ એવી દરખાસ્ત કરી કે દરબારશ્રી એકલાએજ નિરાકરણ કરવું ને જરૂર હોય તો જરૂર જોગ માણસોને બોલાવી તેમના વિચારો પુછે આવી દરખાસ્ત કરી તેના કારણો વિસ્તાર પૂર્વક કહી બતાવ્યાં.

આ દરખાસ્તને નિચેના ગૃહસ્થોએ કારણો સાથે ટેકો આપ્યો.

| | |
|---|---|
| પટેલ કેશવલાલ માધવલાલ | વીરમગામ. |
| પટેલ ત્રીકમલાલ દલપતરામ | અમદાવાદ. |
| પટેલ કાળીદાસ માવજી | સેંગવા |
| પટેલ આત્મારામ મનસુખરામ | નરોડા |
| પટેલ રણછોડભાઇ શીવાભાઇ | શેરથા. |

મી. અમરસંગે જણાવ્યું કે આ દરખાસ્ત વિરૂદ્ધ જે હોય તેમણે હાથ ઉંચા કરવા. કોઇએ હાથ ઉંચા કર્યા નહીં. તે વિરૂદ્ધ પટેલ કાળીદાસ માવજીએ જણાવ્યું કે આ દરખાસ્તની તરફેણમાં જે હોય તેમણે હાથ ઉંચા કરવા તેના પ્રત્યુત્તરમાં આખી સભાએ હાથ ઉંચા કર્યા ને ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો.

મી. કરસનદાસભાઇ જેસીંગભાઇએ દરખાસ્ત કરી કે હવે દરેક વિભાગવાળાએ પોતા તરફથી મત આપનાર ગૃહસ્થોનાં નામ આપવાં. તે ઉપરથી તે પ્રમાણે લીષ્ટ રજુ થયાં.

નામ આવેલાં ગૃહસ્થોને પોતે બોલાવી તેમના મત લેઇ આવતી કાલે નિરાકરણ કરીશું, એમ દરબારશ્રીએ જણાવી સભા બરખાસ્ત કરી.

Sd. Dolatsinhji.

તા. મજકુર. દરબાર શ્રી

**સંવત ૧૯૭૬ ના ફાગણ વદ-૫ મંગળવાર**

તારીખ ૯-૩-૨૦

હાજરી ગઇ કાલ માફક.

**દરબારશ્રીએ નીચે મુજબનો ઠરાવ વાંચી બતાવ્યો.**

**ઠરાવ.**

કડવા પાટીદાર-જ્ઞાતીના પ્રતિનિધીઓ ગઈ કાલે બેગા થઈ નીચેના ત્રણ સવાલોનું નિરાકરણ હમો પાટડી દરબારશ્રી દોલતસીંહજી કરી આપે તે સમસ્ત જ્ઞાતિને-કબુલ છે, એવો સર્વાનુમતે ઠરાવ કરી અમોને ઠરાવ કરવાનું સોંપેલ તે પ્રશ્નો નીચે મુજબઃ—

૧ લગ્ન હાલ સાલ બંધ રાખવા કે નહીં ?

૨ લગ્ન હાલ જે અંતરે થાય છે તેનાથી ટુંકા અંતરે કરવાં

એ માટે બધા એકમત છે, પણ કેટલા અંતરે કરવા તે નક્કી કરી આપવું.

૩ લગ્ન કાઢવાનું બંધારણ બાંધી આપવું.

ઉપર પ્રમાણે સવાલો સબંધી આગેવાનોના મત અમોએ લીધા છે તે સઘળા મતો ધ્યાનમાં લેઇ તથા સઘળી બાબતો પર વિચાર કરી જ્ઞાતિનું ઐકય ઘણો વખત જળવાઈ રહે અને લગ્ન પદ્ધતિ ઘણો વખત ચાલે તે લક્ષમાં લઇ હમે નીચેના ઠરાવ ઉપર આવીએ છીએ.

૧ હાલ સ.લ લગ્ન બંધ રાખવા. કડી પ્રાંતવાળાએ મહેસાણા મુકામે ઠરાવ કરેલો છે, તે પ્રમાણે તેમને મદદ કરવા તેમના સબંધવાળા બીજી હદોના જ્ઞાતિવાળા ખુશી બતાવે છે, અને હવે વખત ઘણો ટુંકો રહ્યો છે, માટે હાલ લગ્ન બંધ રાખવા; પણ કન્યાઓ મોટી ઉમરની થઇ ગયાં વીગેરે કારણોથી લગ્ન કરવાની જરૂર હોય તેમને લગ્ન કરવા છુટ આપવામાં આવે છે. તેઓ વૈશાખ સુદ ૩ વાર બુધવાર તથા વૈશાખ સુદ ૪ વાર ગુરૂવારના જે બે લગ્ન નીકળેલાં છે, તે પૈકી જે તારીખ અનુકુળ હોય તે તારીખે લગ્ન કરે.

૨ આવતી સાલ સિંહસ્થ વર્ષ છે, તેથી સંવત ૧૯૭૮ ની સાલમાં નીચે કલમ ૩ પ્રમાણે ગોઠવાયેલી કમીટીએ લગ્ન કાઢવાં અને ત્યાર પછી પહેલી વખત પાંચમા વર્ષમાં અને બીજી વખત ચોથા વર્ષમાં એ પ્રમાણે પાંચમા અને ચોથા વર્ષમાં લગ્ન કાઢે જવાં.

આ ગાળો વસ્તુ સ્થિતિ પ્રમાણે તથા નવા જમાનાને પસંદ આવે તેવો નથી પણ લાંબા વખતથી લાંબી મુદતે લગ્ન કાઢવાનો જે રીવાજ ચાલ્યો આવે છે તેમાં ઘણો મોટો ફેરફાર કરવા ઘણા

મોટા ભાગને એકદમ પસંદ આવે તેમ નહી હોવાથી વચલો રસ્તો જ્ઞાતિમાં કુસંપ અટકી શાન્તિથી કામ ચાલવા ખાતર કાઢેલો છે.

૩ લગ્ન કાઢવા માટે નીચે મુજબની એક કમીટી ગોઠવી તે કમીટીએ ઉપર કલમ ૨ માં ઠરાવ્યા પ્રમાણે જે સાલમાં લગ્ન કાઢવાના હોય તે સાલમાં હંમેશની ચાલતી આવેલી વિધિ પ્રમાણે ઉંઝા ગામે શ્રી ઉમીયા માતાજી સાનિધ્ય લગ્ન કાઢવા, ને તે બધે મોકલવા. કમીટીએ જુનો રીવાજ ધ્યાનમાં લેઇ ગોગ્ય પગલાં લેવાં.

## કમીટીની ગોઠવણ.

પાટડીના દરબારશ્રી—અધ્યક્ષ.

શેઠ મેહચરદાસ અંબાઇદાસ લસ્કરી કુટુંબના એક માણસ.

અમદાવાદના પટેલ હરીભાઇ પરશોતમદાસ તથા પટેલ બેચાભાઇ ગજલભાઇના કુટુંબના વારાફરતી એક માણસ.

અમદાવાદ શેઠ કુટુંબના એક માણસ.

ઉંઝાના મોલાત પાર્ટીનો એક માણસ.

ઉંઝાના રૂશાત પાર્ટીનો એક માણસ.

કડી પ્રાંતના ગોળોના પાંચ માણસ.

અમદાવાદના બે પક્ષના બબે કુલ ચાર માણસ.

વીરમગામના બે માણસ.

વીરમગામ વદીયાર અડતાળીસનો એક માણસ.

પાટડીના એક માણસ.

સુરતના એક માણસ.

ભાલના એક માણસ.

વીરમગામ ચુંવાળીશનો જથો, એક માણસ.

ઝાલાવાડ કાઠીયાવાડનો એક માણસ.
વડોદરા પ્રાંતના ગોળનો એક માણસ.
ભરૂચના ગોળનો એક માણસ.
સુરત જીલ્લાના ગોળનો એક માણસ.
ઇડર, પ્રાંતીજ, મહીકાંઠાના ગોળનો એક માણસ.
માળવા વીગેરે મુલકનો એક માણસ.
પરચુરણ ઉપરનાં નહી આવતાં, એક માણસ.

ઉપર બતાવેલા મેમ્બરોનાં નામ દરેક પ્રદેશવાળાઓએ બે માસની મુદ્દત અંદર મોકલી આપવા અને ઉપરના મેમ્બરોની સંખ્યામાં વધઘટ કરવાને કમીટીને સત્તા છે.

૪ શ્રીમંત સરકાર ગાયકવાડ મહારાજના રાજ્યથી બાળલગ્ન પ્રતી બંધક કાયદો થયો છે તે તથા આપણે લગ્ન પદ્ધતિમાં જે ફેરફાર કર્યા છે, તે ધ્યાનમાં લેઇ ગાયકવાડ મહારાજના રાજ્યમાં વસ્તા આપણા જ્ઞાતિ બંધુઓને કાયદાની જે જે અડચણો પડતી હોય તે બની શકે તેટલી દૂર કરવા યોગ્ય પગલાં ભરવાં.

તા. ૯ માહે માર્ચ સને ૧૯૨૦ મુ. પાટડી. — Sd. Dolatsinhji. દરબારશ્રી.

ઠરાવ વંચાઇ રહેતાં બધી સભાએ તાળીઓના અવાજથી ખુશી જાહેર કરી.

પટેલ ચતુરભાઇ હીરદાસ વકીલે જણાવ્યું કે આ ઠરાવથી કડી પ્રાંતવાળા ઘણાજ સંતોષ થયા છે, અને દરબારશ્રીએ જે શ્રમ ઉઠાવ્યો છે તે માટે આખી કોમ અને ખાસ કરી હમે કડી પ્રાંત ઘણાજ આભારી થયા છીએ.

લણવાના પટેલ ગોપાળદાસ હરીભાઇએ જણાવ્યું કે કેટલાક વખતથી લગ્નના સવાલથી—જ્ઞાતિમાં પક્ષો પડી, જ્ઞાતિનું બળ સામ-

સામા ઝઘડામાં ખપી જતું હતું તે દરબારશ્રીના ઠરાવથી અટકી જશે. જ્ઞાતિમાં સંપ વધશે. જ્ઞાતિનું બળ સારા કામ માટે ઉપયોગી થશે. દરબારશ્રીએ જ્ઞાતિ ઉપર અનહદ ઉપકાર કર્યો છે અને જ્ઞાતિ ઉપર આવા શિરછત્ર છે, તે માટે જ્ઞાતિએ ભાગ્ય સમજવાનું છે વીગેરે મતલબે.

અમદાવાદના પટેલ છબીલદાસ જેકૃષ્ણદાસે અમદાવાદ તરફથી સંતોષ જાહેર કરી ઉપકાર માન્યો.

તેજ પ્રમાણે નીચેના સદ્દગૃહસ્થોએ ઠરાવ ઉપર સંતોષ જાહેર કરી ઉપકાર વધતા ઓછા કારણ સાથે માન્યો.

| | |
|---|---|
| પા. પ્રભુદાસ ભાવસંગ | વીસનગર. |
| પારી કેશવલાલ બાલમુકન | પાટડી. |
| પટેલ કેશવલાલ જેસીંગદાસ | પાટડી. |
| કુમારશ્રી લાલસીંહજી | વીરમગામ. |
| પારી. ચુનીલાલ પરશોતમ | વીરગામ. |
| પટેલ પરશોતમ મુળજીભાઇ | વસવારી. |
| દાક્તર પીતામ્બરદાસ કુબેરદાસ | અમદાવાદ. |

ઠરાવ ઉપર સંતોષ જાહેર કરવાની તથા તે માટે ઉપકાર માનવાની દરખાસ્ત સર્વાનુમતે મંજુર થઇ.

**સભા બરખાસ્ત થઇ.**

તા. મજકુર. } Sd. Dolatsinhji.
દ. બારશ્રી

## નં. ૬૧

આ વખતે લગ્ન સંબંધી ઘણું અનિશ્ચિત હતું તેથી ખરી હકીકત જાણવા બહાર ગામથી મિત્રનો પત્ર આવેલો તેના જવાબમાં લખેલો પત્ર.

અમદાવાદ તા. ૨૬-૩-૨૦

પ્રીયભાઇ.

આપનો કાર્ડ તા. ૨૪ મી નો હમણાં મળ્યો. તેજ વખતે લગ્ન સંબંધીના પાટડી દરબારના નિર્ણયની ચોપડી હું વાંચતો હતો અને તે ચોપડી જુદા બુક પોસ્ટમાં મોકલું છું. તે વાંચી વાકેફ થશો.

લશ્કરીનો ૪ વર્ષનો છોકરો પરણાવવાનો છે તે નકી છે એમ મારૂં અનુમાન છે અને તેનાં કારણો એ છે કે શેઠના અસલ ઘર અને દરવાજા બહારનો બંગલો ધોળાય છે રંગાય છે-શાહપરમાં જે વિશાળ ઘર છે-હવેલી છે તેની જોડે ૧ ડહેલું મેઢાવાળું છે તે લગ્નમાં મેમાનો માટે ખાલી કરાવ્યું છે-એ મકાનમાં બીજી બોરડીંગ હતી અને તેનું ભાડું રૂ. ૨૫, શેઠ લેતા નહોતા તે ઉપરાંત બોરડીંગના નિભાવ માટે લશ્કરી શેઠ દર મહીને રૂ. ૫૦, પચાસ રોકડા આપતા હતા આ મદદ આપવાનું તે શેઠે મને કહ્યું હતું એ ઉપરથી જાણું છું. લગ્ન પ્રસંગ હોવાથી શેઠે બોરડીંગને કહાડી છે અને તે બોરડીંગ બીજે ઠેકાણે લેઇ જવામાં આવી છે.

તેથી નક્કી છે કે શેઠ પોતાના પાંચ વર્ષનાં છોકરાનાં લગ્ન જરૂર કરશેજ. તેમનાં પુછડાં પણ પોતાનાં છોકરાં પરણાવશે તે પણ નકી છે.

આટલું લખ્યા પછી તે ચોપડી મેં ફરીથી વાંચી-તે ઉપરથી વિચાર ઉપજ્યા તે લખું છું.

દરબાર સાહેબે કાંઈ રુંગીન કર્યું નથી—એ દીવસ ૧૦૦૦ માણુસને મીષ્ટાન્ન આપ્યું તે માટે તેમનો આભાર માનવો યોગ્ય છે.

દરબાર સાહેબને સત્તા શું છે? સત્તા વિના શાસન શી રીતે થઇ શકે?

પ્રથમ તો જેમની લડાઈ હતી તે માણસો ત્યાં ગયા નહોતા એમ જણાય છે.

૧ લશ્કરી ૨ કાળીદાસ ઓઘાભાઇ અને ૩ સામળદાસ બાજીભાઇ—આ માણસોએ હેન્ડબીલો કાઢયાં હતાં અને લગ્નો પણ તેમણેજ કાઢયાં હતાં તેમણેજ આ ઉત્પાત કર્યો હતો તેમાંના કોઈ પણ હાજર નહોતા તો પછી દરબાર સાહેબનો નિર્ણય આ લોકો માન્ય કરશે એની ખાત્રી શું? કાંઈ નહી. ત્યારે પરિણામ શું? ૦ મીડું કે બીજું કાંઇ?

હાલ સાલ લગ્ન બંધ રાખ્યાં—ઉમર થઇ ગઇ હોય તેનાં લગ્ન કરવાં—લશ્કરીનો છોકરો ૪ વર્ષનો છે તેની ઉમર થઇ ગઈ હશે તેથી પરણાવવાની પેરવી થાય છે?

પાંચ અને ચાર વર્ષે લગ્ન કહાડવાની જરૂર શી છે? માતાનમાંથી લગ્ન વાધી કરીને કહાડવા તે કઇ વીધી? કીયા શાસ્ત્ર પ્રમાણે? વળી એકજ તીથીનાં લગ્ન એ કીયા શાસ્ત્ર પ્રમાણે? બીજી જ્ઞાતિમાં થાય છે તેમ કરવાથી શું હરકત આવશે? દસ વર્ષે થતાં તેને બદલે ચાર—પાંચ વર્ષે કરવાં એવી સલાહ આપવી તેના કરતાં જ્યારે જેને યોગ્ય લાગે ત્યારે કરવાં એવી સલાહ આપવામાં શી હરકત આવવાની હતી?

જ્ઞાતિમાં કુસંપ અટકા શાંતીથી કામ ચાલવા ખાતર આ

રસ્તો કાઢયો છે જ્ઞાતિમાં કયાં કુસંપ હતો ? કુસંપ જ્ઞાતિમાં નહોતો પણ લશ્કરી અને પટેલવાળામાં હતો તો તે ચાલુ રહેવાથી નાતને શું નુકશાન હતું ? કાંઇજ નહી જે થાકત તે હારત અને એઉ હારમાંજ હતા કારણ જે હેંડબીલો નીકળ્યા હતા તે પછી બંધ થયા હતા એટલે તેઓ હારેલાજ હતા અત્યારે પણ કુસંપ તો છેજ પછી કુસંપ મટયો છે કયાં ?

વીગેરે વીગેરે ઘણી બાબતો છે જેથી મને તો લાગે છે પહેલાનું ખરચ દરબારશ્રીનું વ્યર્થ ગયું હતું તેમ આ પણ વ્યર્થ ગયું સમજવાનું છે. ૧૯૧૨ માં ઉઘરાણું થઇ મહા મંડળ સ્થાપ્યું હતું તેટલું પણ ગણી મત હતું.

લી. શુભેચ્છક.



'વસંત' પ્રિન્ટીંગ પ્રેસમાં ચીમનલાલ ઇશ્વરલાલે છાપી.
ઠે. રાયપુર, સામળાની પોળ પાસે–અમદાવાદ.

ખાનગી.

પ્રીય જ્ઞાતી બંધુ,

સંવત ૧૯૬૬ અને ૧૯૭૬ માં આપણા વિવાહ વખતે લગ્ન તિથી કાઢવા અને વધાવવા વિગેરેના હક વિષે જુદા જુદા શખસો તરફથી હસ્ત પત્રિકાઓ નિકળેલી અનાયાસે મારી પાસે આવેલી તથા મેળવેલી તેનો સંગ્રહ આપને મોકલું છે.

આ પત્રીકાઓ લેખો વીગેરે જેમ હતાં તેમજ છાપ્યાં છે તેમાં કાંઇ પણ વધઘટ, સુધારો વધારો કશુજ કર્યું નથી, રહસ્વ દીર્ઘનો કે ભાષામાં પણ કંઇ સુધારો કર્યો નથી.

આપે આ પત્રિકાઓ વંચી હશે તો પણ ફરીથી વંચવા મારી નમ્ર વિનતી છે.

આપ જ્યારે તે સઘળી સામટી વાંચશો ત્યારે કાંઇક જુદોજ ખ્યાલ આપને આવશે એમ મારૂં માનવું છે. આ સંગ્રહમાં જે છે તે ઉપરાંત આપની પાસે બીજી કોઇ પત્રિકા અગર અન્ય સાહિત્ય હોય તો તે મને મોકલવાની મહેરબાની કરશો તો તેને પણ આ સંગ્રહમાં જોડવાનો યત્ન કરીશ. તેવું કાંઇ સાહિત્ય અન્ય કોઇની પાસે હોય તે મેળવી મોકલવા અગર તે બંધુનું નામ ઠામ આપવા કૃપા કરશો.

આ સંગ્રહની ઉપયોગીતા છે કે નહીં ? તેને જાળવી રાખવી કે નાશ કરવો ? અન્ય કોમ આને માટે શો વિચાર કરશે ? અગર કરે છે ? એનાથી આપણી જ્ઞાતિને ફાયદો

કે નુકશાન થયું છે અગર થાય છે કે થશે? એ સંબંધી આપનો અભીપ્રાય લખી મોકલશો એવી મારી નમ્ર વિનતી છે તે સ્વીકારી આભારી કરશો.

હિંદુસ્થાનમાં–ગુજરાતમાં પણ-ઘણી જ્ઞાતિઓ છે. આપણી માફક બીજી કોઈ જ્ઞાતિમાં વિવાહ–લગ્નનો આપણા જેવા–આપણા જેવી રીતનો–પ્રતિબંધ નથી. એટલે એ બાર્તે આપણી વિચિત્રતાજ છે. એ વિચિત્રતા સંબંધે કાંઈક ઇતિહાસ હશે તે જો આપ જાણુતા હશો તો તે મને મોકલવા પણ ખાસ વિનતી છે.

એ રીવાજ હજુ પ્રચલિત છે તો ખરો પણ તેમાં કાંઇક ક્ષતિ આવતી જાય છે અને કદાચ વખતના વહેવા સાથે તેમાં મોટો ફેરફાર થાય અગર સદંતર નાબુદ થાય એવો પણ સંભવ છે. એમ થાય તો આ સંગ્રહ વિવાહનો ઇતિહાસ જાળવી રાખશે.

સદ્‌ગુણ સંગ્રહી રાખવા ઇષ્ટ છેજ. પણ દુર્ગુણોને સંગ્રહવાની–યાદ કરવાની જરૂર પડે છે એમ શું આપણે નથી અનુભવતા? દુર્ગુણને યાદ કરી તેને ત્યજવાનું બની શકે છે અગર સદ્‌ગુણ મેળવવાનું બને છે. આ સંગ્રહમાં સદ્‌ગુણ ભરેલા હશે તો તે હિતાવહજ છે. જો દુર્ગુણ હશે તો તેને યાદ કરીને ત્યજવાનું આપણા વંશજોને ઠીક પડશે. તે રીતે પણ આ સંગ્રહ ઉપયોગી છે.

માતામાંથી લગ્ન કહાડવાં અગર માતાજી કડવા પાટીદારોને લગ્ન તિથી આપે છે, એ તિથીએજ લગ્ન કરવાં, એ માન્યતા હજુ ક્યાં સુધી રહેશે, એથી જ્ઞાતિને નફો નુકસાન કેટલું અને કેવું છે એ સંબંધે આપના વિચાર જણાવશો એવી પણ અભિલાષા છે તે આપ પુરી પાડશો તો ઉપકાર થશે.

આપ જે કાંઇ લખી મોકલશો તે આપની ઇચ્છાનુસારજ પ્રગટ કરવામાં આવશે આપ તે પ્રગટ કરવાની મના કરશો તો તે પ્રગટ કરવામાં આવશે નહી.

મને યાદ છે ત્યાં સુધી સં. ૧૯૬૬ ના પહેલાંના વિવાહોમાં આવી ધાંધળ થતી નહોતી આવી હસ્ત પત્રિકાઓ નીકળી નહોતી. આપની જાણુમાં કોઇ નિકળી છે એવું હોય તો બની શકે-તો તેની નકલ મોકલશો. નકલ મોકલવાનું ના બને તો માહિતી આપશો.

ધર્મ વિજય પ્રીંટીંગ પ્રેસ.
૫૪૩ રીચીરોડ.
અમદાવાદ.
મે ૧૯૨૧ સં. ૧૯૭૭ વૈશાખ

લી. આપનો નમ્ર સેવક
હીરાલાલ વસંતદાસ
જ્ઞાતિ બંધુ.